# દર્શનિયું

દશ નવલિકા :

સ્વતંત્ર ઉદ્‌ભાવિત અનુવાદિત


કર્તા :

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર


રૂ. ~~૧-૪~~ 35-00


એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની

બુકસેલર્સ · પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ

મુંબાઇ ૨

# અ ર્પ ણ પ ત્ર

**રા. રા. જયશંકર પીતાંબરદાસ ત્રિવેદી,**

પૂણા સિટી.

પ્રિય ભાઇશ્રી,

"નવા સમ્બન્ધોનો સમય રસભીનો પણ થયો", એ વર્ણન જે ઉંમરથી લાગુ પડે, તે થઇ ગયા પછી હું અહીં આવ્યો, અને અહીં વળી મ્હારા ઉપર એવી એવી ગુજરતી ગઇ કે તેની અસરથી ભરજુવાનીનો વેગ પણ મંદ પડ્યા વગર ન રહે. આવા પ્રતિકૂલ પાત્રની નાળિયેર જેવી કાચલી પણ ત્હમારા કોમલ ઉમંગી ઉદાર સૌજન્યને બ્હાર ને બ્હાર રાખી ન શકી. એટલુંજ નહીં પણ આ દશ વર્ષમાં ત્હમે આ હૃદયના ઉંડામાં ઉંડા મર્મમાં વ્યાપી ગયા છો, અને એ ખાઉધરૂં ત્હમારા ધીંગા સ્નેહસાંઠાની મધુરતાને ઉત્તરોત્તર વધારે જ ચૂસતું જાય છે, તો તેની એક લૂખી નોંધ લેખે આ સંગ્રહ ત્હમને જ અર્પણ થાય છે.

ઇશ્વર ત્હમારા અનેકાનેક ગુણોત્કર્ષનો લાભ ગુજરાતને અપાવો.

લી.

**બલવંતરાય કલ્યાણરાય ઠાકોર**

પૂણા : ૨૩-૧૦-૧૯૨૩

# નિવેદન

## પ્હેલી આવૃત્તિનું

મણકાનો અલંકાર મોટપણે હાથે પ્હેરે છે તે બ્હેરખો; બાળકને પ્હેરાવવાનો ન્હાનો, થોડા મણકાનો, તે દર્શનિયું. બાલકને બંને હાથે એક એક પ્હેરાવાય છે. બ્હેરખો માળા ફેરવવામાં વપરાય, અને દોરામાં રુદ્રાક્ષ કે એવા જૂજ કીંમતના મણકાનો હોઈ રૂપમૂલ્યમાં ઘરેણું નાય ગણાય; દર્શનિયાના મણકા શોભીતા બાળકને ગમી જાય એવા, અને દોરાને બદલે રૂપા કે ત્રાંબાના તારમાં ગાંઠેલા હોય છે.

દર્શનિયું, બ્હેરખો, અને માળા: ટૂંકી વાર્તા ઉર્ફે નવલિકા, નવલ, અને મહાનવલ ઉર્ફે કથા આખ્યાન કે પુરાણ. એક પલાંઠીએ ધ્યાનની એક પ્રવૃત્તિમાં જોઈ લેવાય તે નવલિકા; ત્રણચાર કલાકથી આખા દિવસની એકાગ્રતા વિના પૂરી ન થાય, તે નવલ; એથી લાંબી; તે મહાનવલ. પણ લંબાઇટૂંકાઇ તો કૃતિના સ્વરૂપમાંથી આપોઆપ પરિણમતું બાહ્ય લક્ષણ જ. એક જ છાપ મારે તે નવલિકા. નાયક નાયિકાનું એક જ જોડું મુખ્યત્વે આલેખે,—પશ્ચાદ્ભૂમાં આજુબાજુએ અને ઊપરતળે બીજાં પાત્રો હોય જે વળી સામે મોંએ અગર દૃષ્ટિના કોઈ એક ખૂણાથી ઠીક ચિતર્યાં હોય,—પણ આખું ચિત્ર આવી સંકુલતા છતાં ઐક્યગુણાન્વિત હોય, અને તેના પ્રકાશકેન્દ્રે, સિંહાસને, એક નાયક વા નાયિકા વા એક જ યુગલ હોય, તે નવલ; અને જેમાં આથી વધારે મોટો સમારંભ, તે મહાનવલ. લખતાં લખતાં આડાંઅવળાં લાખ નખરાંની રસિયણ લેખણકુંવર નામે જાણિતી પરીના મોહમાં કર્તા તણાય, અને એવા ઘાટ થઇ જાય કે તે ઉપલા ત્રણમાંથી એકે વર્ગમાં ન બેસે, એવું ઘણી વાર બને છે. તો પણ ગદ્ય કલાકૃતિઓની આ સૃષ્ટિવિશેષમાં એક બીજીથી સાફ જુદી પડી જતી નાતો આ ત્રણ જ છે.

જે જે માસિકો આદિના તંત્રીઓએ આ કૃતિઓને પ્રથમ જાહેરમાં મૂકી તે સર્વેનો ઉપકાર માનું છું. જે જે તંત્રીએ પોતાના સચિત્ર અંકમાં કૃતિને પ્રકટ કરતાં વળી તેના કોઈ કોઈ અંશને સુંદર રીતે પોષે એવાં ચિત્ર-ચિત્રો પણ ઉમેરી આપ્યાં, તે દરેકને મ્હારા

રૂક પ્રયાસો ઉપર વિશેષ ઉપકાર થયો છે. દરેક કૃતિને લગતી વિશેષ હકીકત કૃતિ આરંભે નોંધી છે. દરેકનું કાયમી રૂપ અહીંના પાઠનેજ ગણવું. *

તા. ૨૩-૪-૧૯૨૪

## બીજી આવૃત્તિનું

મુંબાઇ વિદ્યાપીઠની વરણીમાં આનો વારો ય આવ્યો ખરો, એટલે આ ફરી છપાય છે. અને અભ્યાસની રીતે વંચાવી શરુ થતાં ત્રીજી વારે છપાવાની એમ ધારી શકાય.

આ વખતે એક નવલિકા ઉમેરી છે. આગળની નકલોમાંની અર્ધમાં ત્રણ ચિત્રો મુકેલાં હતાં. પણ કાગળ હાલ મોંઘા છે, કીંમત નથી વધારવી, એટલે તેમાંનું એક જ અહીં પૂઠા ઉપર છાપીને મન વાળું છું. મૂલ 'વીશમી સદી' માટે શ્રી રવીશંકર રાવળે સર્જેલું, તેને શ્રી જગમોહન મિસ્ત્રીએ પૂઠાયોગ્ય બનાવી આપ્યું છે.

આમાં વાચકોને સારી રીતે જાણી થઈ ચુકેલી કૃતિઓ ત્રીજી અને ચોથી છે. ચોથીને પણ સ્વતંત્ર રચના ગણું છું, જો કે એ બનાવ ઐતિહાસિક છે. મ્હને તદ્દન કલ્પિત અને સ્વતંત્ર રચના કરવી વધારે રુચે છે. પણ વળી આપણા માનસને ગોઠે એવી પરભાષામાંની કૃતિઓને ય આપણી ભાષામાં ઉતારવા રાજી છું, શબ્દશઃ બીબે બીબું ઉતારવાને યોગ્ય તો ઉત્તમ કલાકારોની ઉત્તમ કૃત્તિઓને જ ગણું એટલે અહીંના અનુવાદ કે અનુકરણોમાં ઉદ્દ્ભાવન અર્થે અજુગતું અને અપરિચિત છોડી દીધું છે, જ્યાં ને ત્યાં અવનવું પણ જોડેલું છે. અને સ્વતંત્ર તેમ ઉદ્દ્ભાવિત દશે કૃતિ જુદી જુદી જાતની છે. આમ બીજા ગુજરાતી નવલિકાસંગ્રહોને મુકાબલે આની વિશિષ્ટતા કંઇક ધ્યાન ખેંચે ખરી. બેશક નવલિકાઓના અતિવિશાળ ક્ષેત્રમાં સેંકડો વિવિધતાઓ; તેમાં એક દસ્કાનો તે શો હિસાબ.

મુંબાઈ, વિ. સ. ૧૯૯૬–અખાત્રીજ.

બ.

---

* ૧લી આવૃત્તિમાંથી ઉતારતાં કવચિત્ થોડું ફેરવ્યું છે.

*"Forged only for delight"*

" ઘડાઈ છે કેવલ રંજનાર્થે "

## અ નુ ક્ર મ





# માતા અને બાળક

[અંગ્રેજી ઉપરથી: મૂલ કોઈ શાલોપયોગી ચોપડીમાંનો પાઠ હશે.

પ્રથમ પ્રકટ **વસન્ત**, વિ. સં. ૧૯૬૬ **ચૈત્ર**ના અંકમાં.]

"**બા**, જો આ ગુલાબ કેવું મજાનું છે!"

"હા, આ સાલ આપણે એને માફકસર ખાતર આપ્યું છે અને એને પાણી પાવામાં ને ક્યારો સાફ અને પોચો રાખવામાં નિયમસર રહ્યાં છિયે. આ ફૂલ મોટાં અને શોભીતાં થાય છે એને લીધે."

છોકરો અજબ થયો. તેણે સવાલ કર્યો: "અને આપણે એમ ન કરિયે તો?"

"તો ઝાડછોડ લેવાઈ જાય. તું કોઈવાર અપવાસ કરે છે અથવા તો વધારે ખાય છે ત્યારે માંદો પડે છે ને? પાણી ખાતર વગેરે એનો ખોરાક, એને પણ ટંકેટંક અને પ્રમાણમાં જ દેવાનો."

એક સૂકાતો છોડ બતાવીને છોકરાએ પૂછ્યું, "ત્યારે આને ફૂલ કેમ નહીં થતાં હોય?"

"એ છોડ મરવા પડ્યો છે. એને આપણે ખોરાક આપિયે છિયે તે એનાથી લેવાતો નથી. બીજા પાસેથી લઈ શકે અને બીજાને કંઈ આપી શકે એનું નામ જ જીવતું. ઝાડ, છોડ, વેલા, વનસ્પતિ માત્ર, તડકો અજવાળું હવાપાણી અને ખાતર જમીન અને હવામાંથી પોતાને જોઇતું લઇને પોતાનું પોષણ કરે છે. તેમ તેઓ ફૂલ, ફલ, સુગંધ, હવા, વગેરે અનેક ચીજ પંખીઓને અને પ્રાણી માત્રને આપ્યા કરે છે. વળી જો, ગાયોને આપણે ખવાડિયે છિયે તેમની ચાકરી કરિયે છિયે, અને તેઓ દૂધ દે છે. તમામ જીવ એમ આપલે કર્યા જ કરે છે અને એકબીજાને આધારે જ સુખી થાય છે."

"શું આ છોડમાં બધામાં જીવ છે?

"હા, ભાઈ, તું જ્યાં જો, ત્યાં બધે જ જીવ છે: આપણા પગ તળેની માટીમાં, સામી ભીંતના પથરાઓમાં પણ જીવ છે. જીવ વગરનું શું છે તે મોટા મોટા પંડિતોથી પણ કહેવાતું નથી. બધામાં જ જીવ છે. આપણને કેટલીક ચીજોમાં જ જીવ લાગે છે કેટલીકમાં નથી લાગતો, તે આપણી જ ઓછી શક્તિને લીધે છે. જેમ જેમ આપણી શક્તિ વધે છે તેમ તેમ આપણને વધારે વધારે ચીજોમાં જીવ જણાય છે."

"ગાય દૂધ આપે છે ખરી; પણ આખલા?"

"આખલાને યોગ્ય વયથી કેળવીને બળદ કરિયે એટલે તે આપણાં ખેતર ખેડે, આપણાં ગાડાં ખેંચે, આપણા પોટલા ઉપાડે."

"આપણને જે કંઇ જ ન આપતું હોય તે તો જીવતું નહીં ને?"

" ના, ના. દુનિયામાં એકલાં આપણે જ છિયે એમ નથી. આપણને માણસને ભલે ન આપે, પણ બીજા જીવોને આપતા હોય. બધા જ જીવ કોઈ કોઈ જાતના જીવો પાસેથી ખપતું લે છે અને કોઇ કોઇ જાતના જીવોને તેમના ખપતું આપે છે. આપણી આંખે એમાંનું બહુ થોડું દેખાય છે, પણ એવી આપલે ચારે તરફ ચાલ્યા જ કરે છે, ને તે વડે જ બધી દુનિયા ચાલે છે. જે કંઇ લઈ શકતું નથી ને આપી પણ શકતું નથી, તે જીવતું નહીં પણ મુવેલું જ સમઝવું."

બાલક આપણા શબ્દો પૂરા ન સમઝે ત્યારે પણ ઘણી વાર તેઓ વાતનો મુદ્દો પકડી લે છે, અને એમની સ્વાર્થ-પ્રધાન બુદ્ધિ તે મુદ્દાને પોતાની જાત ઉપર લાગુ પાડવા મંડી જાય છે. આ બાળકે એમ જ કર્યું. " તો, **બા.** " એણે પૂછ્યું, " હું તો જીવું છું, પણ હું કોઇને કંઈ જ આપતો નથી એ શું ? "

માતા તેને ચુંબન કરતી સસ્મિત બોલીઃ "ના રે બેટા, એમ તે કંઈ હોય ? તું અમને સૌને કેવો વ્હાલો લાગે છે! ત્હને જોઇને તો બધાં ઠરિયે છિયે. તેમાં મ્હારાં અને ત્હારા **બા**પાનાં સુખ તું આવવાથી કેટલાં વધ્યાં છે તે તું શું જાણે ? તું સુખી અને આનંદમાં રહે અને મોટો થા એ જ અમારો મોટામાં મોટો આનંદ."

છોકરો કહે, " પણ **બા,** એમાં મેં જાતે ત્હમને શું આપ્યું ?"

# ગુલદાવરીનું કુંડું

અથવા

# બે સર્વવ્યાપી પરીઓ

[ઇંગ્રેજી ઉપરથીઃ જુવો Lord Lytton કૃત The Caxtons, પ્રકરણ ૪ થાનો ઉત્તરાર્ધ.

પ્રથમ પ્રકટ **સાહિત્ય (ચંદ્ર)**, માર્ચ ૧૯૦૫ ના અંકમાં; બીજીવાર, જરા વિકૃત રૂપમાં, નવી વાંચનમાળામાં, ૧૯૧૦.]

શિવરામ શાસ્ત્રી આગલી મેડીમાં ચોપડી વાંચતા બેઠા હતા, ત્યાં કંઈ ધબાકો થયો. પાછલી મેડીમાંથી કંઈ નીચે પડ્યું અને ફૂટ્યું. શાસ્ત્રીએ ચોકની બારીએ આવીને જોયું, તો પાછલી મેડીની વચલી બારીના કઠેરાની બ્હાર ભીંતથી આગળ નીકળતી શાહાબાદી ફરસ ઉપર ગુલદાવરીનું સુંદર લખોટેલું કુંડું ગોઠવેલું હતું, તેના કકડા તથા કુંડામાંની માટીના લોંદા છૂટા થઇ ગયેલા ચોકમાં પડ્યા હતા, અને ગુલદાવરીનો રોપ પણ છુંદાઇ ઘવાઈ છિન્નભિન્ન થઈ મરણ તોલ પડ્યો હતો.

નીચે પરસાળમાંથી **શાસ્ત્રી**ની વહુ પણ ઉતાવળી ચોકમાં નીકળી અને જોતાં જ બૂમ પાડી ઉઠી, "**હરિયા**, કોણે કર્યું આ ?"

**હરિયો** ચાકર એ મેડીમાં વાસીદું વાળતો હતો. તે બારી આગળ આવ્યો. બારીના કમાડ પાછળ જોયું, પછી કઠેરા ઉપર ડોકું કહાડીને કુંડા અને રોપની અવદશા જોઇ લીધી, અને નીચે મોંએ ઉભો થઇ રહ્યો.

**શાસ્ત્રી**ની વહુનું બોલવું ચાલુ જ હતું: "આ તો મ્હારૂં કુંડું; **માસીબા**એ **મોમ્બાસા** જવા નીકળતાં મ્હને સંભારણા તરીકે ભેટ મોકલેલું, અને **ભાઇ**ની વરસગાંઠને દ્હાડે જ મેં એમાં આ બીચારી ગુલદાવરી રોપી'તી. શિવ ! શિવ ! શિવ ! આટઆટલાં જતન કરીને ઉછેરી તે આટલા સારુ ! **હરિયા**, ભીંત જેવો ઊભો શું છે ? એ કેમ કરતાં પડી ગયું ? ખરે-ખરું બોલી દેજે, **ભાઇ**એ તો નથી પાડી નાખ્યું ?"

**હરિયો** માથું ખજવાળતો ખજવાળતો બોલ્યો: "ના રે **બા**, **ભાઈ** તો આટલામાં કંઈ છે જ નહીં ! એ તો શું કહું **બા**, વાસીદું વાળતાં વાળતાં મ્હારી સાવરણીની ઝપટથી આ મચ્છરદાનીનો ગજિયો બારીએ અડેલો હતો, તેનો છેડો સરતોક ને આ કઠેરાના સળિયા વચ્ચેથી જોરમાં બ્હાર પડ્યો, અને હું ઝાલીને પાછો ખેંચી લઉં તે પ્હેલાં તો એના ધક્કાથી કુંડું કની, **બા**, જાય રે હેઠળ !"

**હરિયા**એ તત્કાળ વાત તો ઠીક જોડી કહાડી, પણ એનો અવાજ હતો લૂલો, અને **શાસ્ત્રી**ની વહુ ખીજવાયલી એને વ્હડવા જતી હતી, ત્યાં બારીના બારણા પાછળ ભરા-યલો **દિનુભાઈ** કઠેરાના બે સળિયા બે ન્હાના ન્હાના હાથમાં

ઝાલીને હરિયાના પગની આગળ આવી ઉભો, અને બોલ્યોઃ "ના, **બા**, હરિયો જુઠ્ઠો! જુઠ્ઠો! **બા** એને નો વઢ, મને વઢ, વઢવું હોય તો. એ તો મેં પાડ્યું, મેં જ, મારે હાથે!" હરિયો વાળવાનું કામ પૂરું કરવા મેડીમાં જતો રહ્યો.

**શા**સ્ત્રીની વહુ કહે, "શું સાચેસાચું દિનુભાઈ, તેં પાડયું?"

દિનુએ ઘાંટો કહાડીને જવાબ દીધોઃ "હા, **બા**. એ તો કની, જો, મેં આમ ખૂબ જોર કર્યું, ખૂબ, ને ધપ પડ્યું!"

સામી બારીએ **શા**સ્ત્રી હતા તે દિનુને ખબર જ નહીં. **શા**સ્ત્રીની વહુ "ઊભો રહે તો!" કહી વધારે બોલવા જતી હતી, ત્યાં **શા**સ્ત્રીએ હાથ ઉંચો કરીને તેને વારી, અને પોતે જ દિનુને હસમુખે અવાજે પૂછ્યું, "તેં ખૂબ જોર કર્યું, **બેટા**, ખૂબ જ! શા માટે?"

દિનુ **શા**સ્ત્રીને જોતાં અને તેમનો અવાજ સાંભળતાં શરમાઈ ગયો; પણ તેમના બોલમાંના ઉત્તેજનને એણે નીચે મોંએ પણ જવાબ દેવાઇ ગયોઃ "મને મન થઉં. મને એમ થઉં કે–કે–જોર કરૂં, દાંખલી પાંદલીઓ હિલ્યા કરે ને એ કુંડું કેમ ન હિલે જે! એને હિલાવું તો જ ખરો!–એમ થઉં. પન–પન–"

"પણ શું બેટા?"–દિનુને અચકાતો જોઈ **શા**સ્ત્રીએ ફરી પૂછ્યું.

"એ તો હિલતુંક ને ધપ પડી ગઉં ને ફૂતી ગઉં, ને હવે **બા** વઢસે, ને તમે ય વઢસો ને કાકા?"

**શા**સ્ત્રી હસી પડયા. એમનું હાસ્ય સૌને મીઠું લાગે એવું હતું, છોકરાંને તો ખાસ. એ કહે, "ના, **ભાઈ**, ના.

તું તો મ્હારો સાચાબોલો દિનુભાઈ છે. ત્હને બા યે ન વ્હડે, કાકા યે ન વ્હડે. ત્હને બીક લાગી ગઇ, ખરું, ભાઇ? અને તોપણ તું સાચેસાચું બોલ્યો. ત્હને તે વ્હડાય? વ્હડવાનું પેલા હરિયાને, જે આટલો બધો મોટો થયો તો ય ખોટું બોલે છે. પણ, ભાઇ, તેં બાનું કુંડું પાડી નાંખ્યું એ કંઇ સારું કર્યું?"

તે દિવસથી શાસ્ત્રી દિનુ સાથે થોડી થોડી વાતચિત કરવા લાગ્યા. તેમની વાતમાં દિનુને બરાબર સમજ પડતી નહીં, તો પણ તેને ગમતી. તેના બાલક મગજમાં એમ વસતું કે તેના કાકાનું તેના ઉપર બહુ હેત છે અને તેથી તેને સુખ થતું. વળી શાસ્ત્રી એને પરીઓની અને બીજી 'વાત્તા' કહેતા, તે એને બહુ ગમતી.

શાસ્ત્રીનો એક તવંગર મિત્ર હતો. તેને છોકરાં ન હતાં. તે દિનુને વારંવાર રમકડાં ભેટ આપતો. કુંડાનો બનાવ હજી તાજો હતો એવામાં તેણે દિનુને એક કાચની કુંડી ભેટ આપી, તેમાં સાથે ચાર હોડી, ચાર ખલાસી, અને આઠ માછલીઓ પણ હતાં. કુંડીમાં પાણી ભરીને તેમાં હોડીઓને કળ ચ્હડાવીને મુકતાં તે તરતી, તેમાંના ખલાસીઓનાં બે બાજુનાં બે હલેસાં પાણીને અડકતાં, અને તળેની માછલીઓ પાણીમાં ઉંચી ચ્હડીને હલેસાંને અડકતી, અને હોડીઓની સાથે બંને બાજુએ ચકરચકર ફરતી. દિનુને આ રમકડું બહુ જ ગમી ગયું, અને તે આખો દિવસ એને લઇને બેસતો, તથા હોડીઓની ને માછલીઓ ખલાસીઓની ગોળ સફરો જોયા કરતો. રાતે પણ તે કુંડીને પોતાની પાસે રાખીને સૂતો.

એક દિવસ શાસ્ત્રી એને આમ રમતો જોઇને બોલ્યા, "દિનુ, આ કુંડી ત્હને બહુ ગમે છે, નહીં વારુ ?"

દિનુ કહે, "હા, કાકા; જુવોની આ રૂપાની માછલીઓ કેવી ચલકે છે!"

શાસ્ત્રી બોલ્યા, "પણ, દિનુ, તેં તે દિવસ જેમ બાનું કુંડું ફેંકી દીધું, તેમ બા ત્હારી આ કુંડી ફેંકી દે તો?"

આ સવાલ સાંભળતાં જ દિનુનું મોં લેવાઇ ગયું.

શાસ્ત્રીએ ઉમેર્યું, "પણ, ભાઈ, મેં ત્હને પેલી વાર્તા કહી હતી તેવી કોઇ પરી આવીને આ કુંડીનું એક લીલાછંમ રોપવાળું સુંદર કુંડું બનાવી દે તો કેવું મજાનું? ત્હારી બાના કુંડાને ઠેકાણે એ કુંડું ત્હારાથી અપાય. તો પછી બોલ, બેટા, ત્હને શું વધારે ગમે, આ કુંડી કે એ કુંડું?"

દિનુ તો સાંભળીને આનંદથી છલકાઇ ગયો અને બોલી ઉઠ્યો, "એ કુંડું, કાકા! એમ થતું હોયની તો હું એ કુંડા સારુ આવી દસ કુંડીઓ આપી દઉં!"

શાસ્ત્રી કહે, "બરાબર; પણ, ભાઇ, ખોટાં કામ સુધારી લેવાને સારા ઉમળકા જ બસ નથી. ખોટાં કામને બદલે સારાં કામ કરે તો જ તે સુધારી લેવાય."

એટલું બોલીને શાસ્ત્રી ચાલ્યા ગયા. દિનુ એમનું કહેલું સમઝ્યો તો નહીં, પણ એના મગજમાં પરીની અને ખોટાં કામ સુધારી લેવાની અને સારાં કામની ગૂંચ પડી, અને કુંડીના રમકડા ઉપરથી એનું દિલ ઉઠી ગયું.

બીજે દિવસે સ્હવારે દિનુ ચોકમાં હતો ત્યાં શાસ્ત્રી આવ્યા અને એની સામે ગંભીરતાથી જોઇ રહી બોલ્યા, "ભાઇ, હું બજારમાં જાઉં છું, તું આવે છે?" દિનુ ટોપી

પ્હેરવા દોડે છે, ત્યાં તેને અટકાવીને **શાસ્ત્રી** કહે, "તો ચાલ, અને પેલી ત્હારી માછલીઓની કુંડી હરિયા પાસે લેવડાવી લે, મ્હારે બતાવવી છે."

રસ્તે ચાલતાં ચાલતાં દિનુ બોલ્યો, "કાકા, પરીઓ તો હાલ જનાતી જ નથી."

**શાસ્ત્રીએ** પૂછ્યું, "તેથી શું, બેટા?"

"તે મારે આ કુંડીનું **બા**ના જેવું સુંદર કુંડું બનાવવું છેની તે કોન કરી આપે?"

**શાસ્ત્રી** કહે, "**ભાઇ**, જેને સારું કામ કરવું જ છે તેને બે પરીઓ આવી મળે છે. એ પરીઓ સૌની પાસે જ રહે છે. ક્યાં, તે બતાવું **બેટા**?" **શાસ્ત્રી** દિનુને કાળજે હાથ અડકાડીને બોલ્યા, "જો એક અહીં; અને તેના કપાલને અડીને બોલ્યા, "બીજી અહીં."

દિનુ વળી ગૂંચવાયો; તે કહે, "એ તો કંઈ નથી સમજાતું, **કાકા**.

**શાસ્ત્રી** કહે, "ફિકર નહીં, **બેટા**, મ્હને ધીરજ છે. ત્હને સમઝાશે ત્યાર સુધી હું રાહ જોઇશ."

**શાસ્ત્રી** અને દિનુ એક માળીની દુકાનમાં પેઠા. ત્યાં **શાસ્ત્રીએ** કલગીઓ અને ફુલપાતરી લીધી તથા કેટલાક ફુલઝાડના અને બીજા રોપા વિશે પૂછપરછ કરી. એટલામાં દિનુની નજર એક ગુલદાવરીના કુંડા ઉપર પડી. તેણે કહ્યું, "જુવો, જુવો, કાકા, આ છોડ આપના **બા**ના છોડથી યે સરસ છેની?"

**શાસ્ત્રીએ** માળીને પૂછ્યું, અલ્યા, એ રોપની શી કીંમત? કુંડું સારું નથી તે નહીં જોઇયે, એકલો રોપ."

માળી કહે, “ ગુલદાવરીને ઉછેરવામાં રોજ ને રોજ ધ્યાન આપવું પડે છે, સાહેબ. વળી આ જાત ઉંચી છે. નાતાલના અરસામાં એના ઉપર ફૂલ ખીલશે ત્યારે તે બે જુદી જુદી છાંટવાળાં અને પુષ્કળ ખીલશે. જડજ સાહેબનાં મડમ હાલ વિલા'ત ગયાં છે, એઓ અહીં હોય તો નવંબર આખર થતાં જ મ્હને આ એક કુંડાના ત્રણ રૂપિયા મળે, પણ ત્હમારી પાસેથી કંઇ વધારે લેવાય ? ત્હમને અર્ધે જ રૂપિયે આપીશ.”

**શાસ્ત્રી**એ પાકીટમાંથી અર્ધો રૂપિયો કહાડીને દિનુને દેખાડયો. “ દિનુ, જો આ અધેલો. બે ય બાજુ બરાબર જોઇ લે. આ એની કીંમત.”

બંને આગળ ચાલ્યા. થોડે દૂર લખોટેલા અને કાચના સામાનની દુકાન આવી. ત્યાં જતા આવતાની નજરે પડે એમ આગળ જ એક ચકચકિત અને સુંદર વેલબુટ્ટીની ઉપસાવેલી ભાતવાળું કુંડું હતું. તેના ઉપર ચિટ્ઠી ચ્હોડેલી હતી તેમાં મોટે અક્ષરે કીંમત લખી હતી, “એક રૂપિયો”

આગળ ચાલતાં **શાસ્ત્રી** રમકડાવાળાની દુકાનમાં પેઠા. ત્યાં દુકાનદારને તેઓ કહે, “ **વ્હોરાજી**, આપણો આંકડો કહાડો, ચુકવી આપું.” **વ્હોરાજી** ચોપડાનાં પાનાં ફેરવતાં બોલ્યા, “ જુવો, દિનકરભાઇ, પેલું નવું ઇન્જિન. વીજલીથી ચાલે છ, આગલ અને પાછલ એમ બે વીજલીની બત્તીઓ પન ચેતે છ. જાને કે મોત્તાં મુબાઇનાં ગરાન્તરોદ ઇસ્તેસનનું ખરેખરું ઇન્જિન! તમારે રાત ને દિન ખેલવ્યા જ કરો ! લીંપન પર બી દોરે ! ”

શાસ્ત્રીએ પૂછ્યું, " કીંમત ? " વ્હોરાજી કહે, " દોઢ રૂપિયો. "

શાસ્ત્રી કહે, " વારુ, દિનુની વર્ષગાંઠ પાછી આવશે ત્યારે જોઈશું. અને આદમભાઈ, આ દિનુની કુંડી હવે એને ગમતી નથી. નવી જ છે. હરિયા, બતાવ એમને. "

વ્હોરાજી કહે, " હા જી, જાનું છ, લોહચુંબકની કરામત છે. મ્હારી દુકાને છ આવી'તી તેમાંથી હવે એક જ રહી છે. જુવો, પેલી, કબાતના ઉપલા ખાનામાં. "

શાસ્ત્રીએ તેના ઉપરની કીંમત મોટેથી વાંચી, " ત્રણ રૂપિયા. "

આદમજી કહે, " જી પન અમારા ધંધાની રીત છે કે ઘરાક માલ લઇ જાય અને પછી પા કલાકમાં બી પાછો વેચી દેવા આવે, તોપન અમે જો તે રાખિયે તો તેની અર્ધી કીંમત જ આપિયે. "

" એટલે દિનુને આ એની કુંડીનું ત્હમે શું આપશો ! "

" દોઢ રૂપિયો, સાહેબ, આ ઇન્જિનની જ કીંમત. "

શાસ્ત્રી હસતા હસતા કહે, "એમ નહીં. આદમભાઇ; સોદો મ્હારી સાથે કરવાનો નથી, એ કુંડી દિનુની છે તે એને તો ત્હમારે રૂપિયો અને અધેલો કહાડીને બતાવવા પડશે, કે એ કુંડીનું એને શુ મળશે તે એ નજરે જુવે. પછી વેચવી ન વેચવી એની મરજી. "

વ્હોરાજીને ગ્રાહકના ચાંદે ચાંદ જ કરવાની આદત હતી, વળી ઇન્જિન સાથે સાટું કરી દેવાને રાજી હતા. " હા જી, " કહીને એણે તુરત ખીસામાંથી એક રૂપિયો અને એક અર્ધો કહાડીને હથેળીમાં મુકયા અને બોલ્યો. "જુવો દિનકર-

ભાઇ, આ તમારી કુંડીની કીંમત. પન રોકડી લઇને શું કરશો ? આ કુંડીની કીંમત પેલું ઇંજિન. એ ઇંજિનની કીંમત આ કુંડી."

દિનુને ઇંજિનનો વિચાર સરખો ન થયો. એણે તો વ્હોરાજીની હથેલીમાં રૂપિયો અને અર્ધો છૂટા છૂટા જોયા કે તુરત એના મનની ગૂંચ ઉકલી જઇ કપાળ ઉપર પ્રસન્નતાનું તેજ આવીને બેઠું.

શાસ્ત્રીએ વ્હોરાજીને આંકડો ચૂકવી આપ્યો અને દુકાનનાં પગથિયાં ઉતર્યાં. દિનુએ તે જ ઘડીએ "લો, વોરાજી" કહી પોતાની કુંડી આપી દીધી અને હથેળીમાંથી રૂપિયો અને અર્ધો ઉપાડી લીધાં અને પાછળ દોડતો ઉતર્યો "લો, કાકા, લો, ચાલો હવે આ કુંડું અને પેલો છોડ લઇ લઇયે. આ રૂપિયો કુંડાનો ને આ અધેલો ગુલદાવરીનો."

શાસ્ત્રી કહે, "જો ભાઇ, હું કહેતો'તો તે ખરું ને? ત્હને પરીઓની વાત સમઝાઇ ગઈ."

ઘેર બારીની ફરસ ઉપર નવું વેલબુટ્ટીની ભાતવાળું ચકચકિત કુંડું ગુલદાવરીના સુંદર છોડવાળું બરાબર ગોઠવાવીને દિનુ એની બાને ખેંચી લાવ્યો અને કહેવા લાગ્યો, "જો, બા, આ તારું હતું તેથી પન કેવું સરસ છે!"

શાસ્ત્રી કહે, "એ એનું જ કામ અને એના જ પૈસા. સારું કામ કરીને એણે ખોટું થઇ ગયું હતું તે સુધારી લીધું છે."

શાસ્ત્રીની વહુ હકીકત જાણીને તપી ગઇઃ "શું બેટા, તેં ત્હારી આવી મજાની કુંડી વેચી દીધી? સાંઝે જઇને આપણે પાછી લઇ આવીશું, ભલે બમણા પૈસા બેસે."

શાસ્ત્રીએ હિનુ તરફ જોયું: "બોલ, ભાઈ, ત્હારે એ પાછી જોઇયે છ?"

હિનુ બૂમ પાડી ઉઠ્યો, "ના ના ના!" તે શાસ્ત્રીની પાછળ ભરાયો અને બોલ્યો, "એમ તો બધું જ બગડે!"

શાસ્ત્રીએ વહુને જરા સખ્તાઇથી કહ્યું, "જુવો, સાંભળો: ચાસણીમાં કેરીના કકડા ઠારવાની અક્કલ સાથે મગજમાં મીઠી ઉર્મિઓ ઠારવાની અક્કલ પણ ભેળવો જરા. સ્વાર્થત્યાગની મીઠાશનો આજ એ પ્હેલો પાઠ શીખ્યો છે, તેની અસર ભૂસી નાખવાનું–ખોટા હેતનું–પાપ કરશો નહીં."

## મુકુલ

[પ્રથમ પ્રકટ નવચેતન ડિસેંબર ૧૯૨૩, સચિત્ર દીવાળીનો અંક]

**મુકુલ** અને કળી બે ભાઇબ્હેન હતાં, કળી કંઇક મોટી હશે. એક દિવસે દીવાબત્તી થતાં બંને શેરીમાંથી દોડતાં દોડતાં ઘરમાં આવ્યાં. ત્યાં પરસાળમાં જ એમની બા પથારીમાં બેચેન પડી હતી. અને ડોસીમા તેને શેક કરી રહ્યાં હતાં. આ જોઇને **મુકુલ** અને કળીનું હસવું અને એમના કલ્લોલ પરસાળને પગથિયે ચ્હડયાં જ નહીં. બંને છાનામાનાં એક બીજાની સોડમાં **બા**ના મોં આગળ બેઠાં. કળીએ ધીરે રહીને પૂછ્યું, "**બા**, શું થાય છે?" પણ તે **મુકુલે** જ સાંભળ્યું, **બા**એ હાથ લાંબો કરી બેયને એક પછી એક પાસે લીધાં, ચૂમી ન કરી, થોડી વાર એમના સુકોમલ ગાલ પોતાને ગાલે દાબી રાખ્યા, અને પછી પાસું ફેરવ્યું. ડોસીમા કહે, "કળી, જા, તું ને **મુકુલ** વાળુ કરીને સુઇ જાવ." બંને રસોડામાં ગયાં. ત્યાં **માસી** રાંધી રહેવા આવી હતી. કળીએ તેને ફરી પોતાનો સવાલ કર્યો, "**વ્હા**-લીમાસી, **બા**ને શું થાય છે?" **મુકુલે** તે સાંભળ્યું, પણ **માસી** તે જ પળે તપેલી ઉપર ઢાંકણું ઠીક કરતી હતી, તે

ખખડયું. તેણે એટલું જ કહ્યું. "કળી, મુકુલ, આમ આવો. લ્યો આ રકાબીમાં બંનેને એકઠું પિરસું છું, ગુપચુપ ખાઇ લ્યો. કળી, બ્હેન, પાણીની લોટી લેતી બેસ." જમીને હાથ ધોતાં કળીને ફરી પૂછવાનો વિચાર થયો, પણ ત્યાં તો ન્હાનાકાકા અંદર આવ્યા, તેણે એમને પાછલી મેડીમાં લઇ જઇને સુવાડી જ દીધાં.

બંને સ્હવારે તડકો થતાં ઉઠયાં અને નીચે ઉતર્યાં, ત્યાં તો આખા ઘરમાં એકલાં ડોસીમા.

*     *     *     *

મુકુલ અને કળી થોડા મહિનાથી એમની માસીને ત્યાં રહેતાં હતાં. માસીનું ઘર ન્હાનું હતું તેમાં બંને એની પૂઠેપૂઠે જ ભમતાં. બીજે ત્રીજે એ કલાક બે કલાક બ્હાર જતી ત્યારે જ તેની જોડે બ્હાર નીકળતાં. કોઇ વાર મુકુલ આડો થતો અને કળી રડવા પર ચ્હડતી, ત્યારે માસી એમને પોતાની મોટી બ્હેન–એમની બા–ની વાતો કહેતી એટલે બંને ટપ શાંત થઈ જઈ સાંભળતાં. માસી પાસે ખરી બનેલી હકીકતોનો સંચય ખૂટયો, ત્યારે તે જોડી જોડીને કહેવા લાગી. એમ કરવાની તેની કલ્પનાશક્તિ ખૂટી પડી, ત્યારે એણે રામચંદ્ર, કૃષ્ણ, હનૂમાન, અંગદ, પ્રહ્લાદ, ધ્રુવ વગેરેનાં બચપણની વાતોનો અને પંચતંત્ર ઈસપનીતિ જેવી વાર્તાઓનો અખૂટ ખજાનો ઉઘાડયો. "જો કળી," અથવા "જો મુકુલ, એક વાર કની મોટીબ્હેને મ્હને" ફલાણી વાત કહી, એટલું માથું બાંધીને કહેવા માંડે, એટલે બંનેનું મન તુરત ગમે તે વાત કે વાર્તા કે ટુચકો હોય, તે સાંભળવા તરફ વળે જ, અને મસ્તી, તોફાન, રાઢ, રાવ, દુઃખ બધું જ ક્યાંક ઉડી જાય. મોડી

રાતે યે કોઇ કોઇ વાર માસી કે તેનો વર જાગતાં ત્યારે આ નમાયાં છોકરાંની ઉંઘની લવરીમાં પણ, "પછી, વ્હાલીમાસી બાએ શું કર્યું ?" એવા જ કંઇ બોલ તેમના સાંભળવામાં આવે.

*  *  *  *

એક દિવસ ન્હાનાકાકા મુકુલ અને કળીને પાછા ઘેર લઇ આવ્યા. પરસાળનું પગથિયું ચ્હડતાં ડોસીમાએ મુકુલને તેડી લઈ બચ્ચી કરી, ત્યાં મુકુલે આંગળી લાંબી કરીને પૂછ્યું, "મા, આ કોણ ?" "આવો મુકુલ, આવો કળી," કહેતી તે સામે આવી. તેનો ઉમળકો આ બાળકો સહી ગયાં ખરાં, પણ એમના લોહીમાંથી સામો ઉમળકો ઉછળ્યો નહીં. બેચાર દિવસ થયા ને બંનેને નિશાળે મુક્યાં. નિશાળની રમતગમત, નિશાળનાં કામકાજ, નિશાળનાં ભાઇબંધ બ્હેનપણીઓમાં બેયનો ઘણો વખત જવા લાગ્યો. પણ તો યે બાકીનો વખત તેઓ એક બીજા સાથે, કે ડોશીમાની સોડે, કે ન્હાનાકાકાનાં ચાવીવાળાં ઇંજિનો અને ટીખળોની ધમાચકડીમાં ગાળવા લાગ્યાં. બપોરના લાંબા ગાળામાં છૂટાં હોય ત્યારે તેઓ માસીને ત્યાં જતાં રહેતાં, કે ડોસીમાને કૃષ્ણલીલામૃત, એક ઇંચિયા અક્ષરોમાં છાપેલો ગિરિધરકૃત, વિષ્ણુપુરાણ, કે એવો કોઇ મોટો ચોપડો બેસણી ઉપર બરાબર ગોઠવીને "મો–ર–લી વા–ગે–મ–ધુ–રી–મ–ધુ–વં–ન–માં રે" એમ અક્ષરે અક્ષર છૂટો ચીપી ચીપીને વાંચીને સંભળાવતાં. ઘડી મુકુલ વાંચે ને ઘડી કળી વાંચે. કળીએ અગિયારસ અને અંધારી ચોથનાં વ્રત કરવા માંડયાં હતાં, અને એવો દિવસ હોય ત્યારે તો વાંચવાનો હક્ક કળીનો ગણાતો.

૨

એક સનિવારે નિશાળમાં વર્ગ શરૂ થયા ને મુકુલની જોડેના છોકરાએ કંઇ અટકચાળું કર્યું, અને મુકુલથી ન રહેવાયું. તે ખડખડ હસી પડયો. શિક્ષક તડૂકયા: "કોણ હસ્યું એ?" મુકુલ ઉભો થયો. "આમ આવ!" મુકુલ ગયો. શિક્ષક હતા ચોવીશના. મુકુલને આઠમું જતું હતું. પણ આંખ શિક્ષકની આંખની સામે જ રાખીને એ આવ્યો, અને શિક્ષકની આંખથી તે સ્હેવાઇ નહીં. અવાજ કડક થયો: "કેમ હસ્યો, અલ્યા?" બીજા છોકરા આવે પ્રસંગે કેમ વર્તતા તે મુકુલે જોયેલું જ નહીં. બાળકની હિંમતને દાબી દેવામાં ગુરુપણું નથી, હીચકારાપણું છે, એ શિક્ષકને ખબર જ નહીં. વર્ગમાં છોકરાઓને શાંત અને ચાલતા વિષયમાં ધ્યાન આપતા ગમે તે પ્રકારે રાખવા જોઇયે, એટલું જ તે જાણતો હતો. બીજા છોકરા નમી પડીને જ આવતા, અને "સાહેબ, આ ફેરો માફ કરો, હવે નહીં કરું" એવું કંઇક અર્ધું ગણગણી, "બહુ બીધો છું," એવું નાટક કરીને ઉગરી જતા. મુકુલની આંખ શિક્ષકના કડક અવાજથી ઉલટી સતેજ થઇ. તે કહે. "હસી પડાયું." શિક્ષક ગાજી ઉઠયા: "સાચું બોલ!" મુકુલ જોઇ જ રહ્યા. શિક્ષકનો ક્રોધ પલ-વિપલમાં ઉભરાઇ જાય એવો થયો. તે એનો હાથ ઝાલી એના ચાળા પાડતા કહે. "હ–સી–પ–ડાયું! બોલ, કોણે હસાવ્યો?" 'સાચું બોલ,' એટલે હસાવનારનું નામ કહે, એમ મુકુલ સમઝ્યો, પણ એની કુમળી બ્હાવડીમાં શિક્ષકનાં આંગળાં દોરડા જેવાં ચપસાયાં હતાં, તેથી એ પણ ગુસ્સે થયો અને બોલ્યો, "પૂછો બીજાને, હું નહી કહું."

"શું? માને છે કે નથી માનતો?"– બોલતાકને શિક્ષકે એક લપડાક કાનથી ઉચે માથામાં ચ્હોડી દીધી. એ પાસે એક બે ફોલ્લી હશે તે ફુટી ગઇ અને લોહી નીકળ્યું. મુકુલને આંસુ આવ્યાં, અને લોહીનાં ટીપાં બંડી ઉપર પડતાં તે રોવા લાગ્યો; પણ રોતાંરોતાં યે હઠ છોડી નહીં. "મ્હને મારો છો શેના, સાહેબ, મારો જેનો વાંક હોય તેને. હું શેનો કહું?"–ડુસ્કાં તાણતો પણ એ આઠ વર્ષનો બાળક એ જ મર્દ જીકરને વળગી રહ્યો.

શિક્ષકે તેને પાણીના નળ આગળ લઇ જઇને લોહી બંધ પાડ્યું. બંડી ઉપરના ડાઘ ધોઇ આપ્યા, પાણી પાઇ છાનો રાખ્યો, અને પોતાના રૂમાલથી તેનાં આંખમોં લૂછ્યાં. પરંતુ એની હિંમતની તેમને કદર હતી જ નહીં, વળી હવે તો આટલી સેવા એની કરી તે એણે ગુણ જાણવો જોઇયે એમ પણ માની લીધું, અને ફરી પૂછવા લાગ્યા. મુકુલ ડગ્યો જ નહી. શિક્ષક કહે, "હજી નથી માનતો તો જા ઘરે. આજનો દિવસ ત્હને વર્ગમાંથી કહાડી મુકું છું. આજે જ હું વર્ગનો વિષય પૂરો થતાં ગુનેહગારને પકડી કહાડીશ; પણ તું જ સૌથી વધારે વાંકમાં હઇશ, તો ત્હને વધુ શિક્ષા નિશાળના મુખ્ય શિક્ષક કરશે સોમવારે." મુકુલને ખબર નહિ કે આવા પ્રસંગમાં તેણે જ તુર્ત મોટા શિક્ષક પાસે ફરિયાદ કરવા જવું જોઇતું હતું. એના મનમાં એટલું જ બેસી ગયું હતું કે અટકચાળું કર્યું તે પેલાનો વાંક ખરો, પણ હસી પડ્યો હું તે ય એનો વાંક? વળી મ્હારાથી હસી પડાયું તેમાં મ્હારો પણ શો વાંક? માથામાં એક આંગળું પડી રહ્યું હતું ત્યાં કંઇક બળતું પણ

હતું અને પોતાને વગર વાંકે આમ કહાડી મુક્યો તે બહુ સાલ્યું. ફરીને રડવું છેક ઓઠ સુધી આવ્યું, પણ તે એણે દાબી દીધું, અને જાણે કંઈ જ પરવા ન હોય એમ પોતાની જગાએ આવી દફતર પાટી ઉપાડી લઇ શિક્ષકને સલામ ભરી ચાલતો થયો. રસ્તે **માસી**નું બારણું ઠોક્યું, પણ **માસી** છેક રસોડામાં તે સંભળાયું નહીં, એટલે થોડી વારમાંજ– ઉશ્કેરાયલો હોવાથી કંટાળી ગયો, અને આવ્યો ઘેર.

આજે રસોઇ ડોસીને કરવાની હતી, તે પણ રસોડા-માં હતાં. **ન્હાનાકાકા** હજી હાઇસ્કૂલમાં હતા, ફળી તેની નિશાળે હતી. પરસાળમાં **બાપા** હીંચકે છાપું વાંચતા હતા. **મુકુલ** પગથિયું ચ્હડી થાંભલે અઢેલીને ઉભો. **બાપા** પાસે જવાની ને છૂટથી બોલવાની ટેવ નહીં. ઉશ્કેરાયલો હતો, માથામાં દુઃખતું હતું, તેમાં આમને શું કહું? કેમ કહું?– એ ગભરામણ પણ ભળી, અને એણે રડી દીધું. "કોણ– **મુકુલ**? અત્યારે ક્યાંથી? નિશાળે હજી ગયો જ નથી કે શું?" આ નવું વધારે ખોટું આળ આવતાં **મુકુલ** થાંભલે સરી બેસી જ ગયો, અને "**મા, મા,** બહુ દુઃખે છે રે!" એમ મોટેથી રોવા લાગ્યો.

**બાપા** હીંચકેથી ઉઠયા. એમને કોણ જાણે કેમ ઢોંગ-નો જ વ્હેમ આવ્યો. પાસે આવતા ધમકાવતા બોલ્યા: "બોલ, બોલ, રડે છ શેનો? નિશાળે નથી ગયો?" **મુકુલ** માથું બે હાથ નીચે ઘાલી મોટાં ડુસ્કાં વચ્ચે "બહુ દુઃખે છે રે!" એમ બોલતો હતો. **બાપા**એ હાથ ખેંચ્યો અને ફરી કહ્યું, "નિશાળે નથી જવું? જવું જ પડશે!" **મુકુલ** ઉભો થતાં દુઃખતું' તું તેના ઉપર બીજો હાથ દાબી ત્રુટક

બોલવા લાગ્યો : " ગયો તો, **બાપા** પણ શિક્ષક ગુસ્સે થયા ને મ્હને માર્યો તે દુઃખે છે રે, અરર, બહુ દુઃખે છે રે!" હજી યે **બાપાને** શું દુઃખે છે તે તપાસ કરવાનું સુઝયું નહીં. તે કહે, "વાંક વગર મારે? ત્હારો જ કંઇ વાંક હશે. પણ તું અહીં કેમ ન્હાસી આવ્યો?" ડોસી રસોડામાંથી હાથ ધોઇને આવ્યાં. તે કહે, "બંડી કહાડી નાખ, હું ન્હાયલી છું, ને આમ આવ. જોઉં શું દુઃખે છે?"

પોચા દિલનાં બૈરાં છોકરાંનું ઉપરાણું લે તેની **બાપાને** ચ્હીડ હતી. તે બોલ્યા, " દુઃખે શેનું, **બા**? એ તો ન્હાસી આવ્યો છે, તે ઢોંગ કરે છે.–બોલ રે લુચ્ચા, ન્હાસી કેમ આવ્યો?"

**મુકુલ** ડુસકાં ખાતો હતો તેથી શિક્ષકે ધોલ મારેલી ત્યાં શૂળ પણ થવા લાગી. તે પાછો બેસી જવા ઇચ્છતો હતો. **બાપાએ** કાંડું ઝાલેલું તેમના હાથ ઉપર પોતાનો ન્હાનો હાથ મુકી હતી તેટલી શક્તિ ભેગી કરીને તેણે જવાબ દીધો : " ન્હાસી નથી આવ્યો, શિક્ષકે જ કહા—કહા—કહાડી મુકયો." એટલું મહાપ્રયત્ને બોલતાં જ તે હાથ છોડાવીને બેસવા ગયો. ત્યાં **બાપાએ** તેને છોડી દીધો તે આંચકો વાગ્યો, કે હાથ મુકતાં તેમણે ધક્કો પણ માર્યો, કે **મુકુલ** જ બેસતાં લથડયો, એ કંઇ સમઝાયું નહીં, અને થયું એવું કે બેસી જવા જતાં એ પડી ગયો. જ્યાં વાગ્યું હતું ત્યાં જ ફરીને કુંભીની ધાર વાગી, બોચી પગથિયાના પત્થરમાં અફળાઇ, અને એ ચોકમાં ઢગલો થઇને પડયો, તથા એ બેભાન લોથ જેવા શરીરના માથામાંથી બે ઠેકાણેથી લોહીની ધારા ચાલી.

ડોસી ન્હાયલાં રહેવું હતું તે ભુલી ગઇ. મુકુલને પોતાના ખોળામાં લઇ લીધો. બાપાની ચ્હીડ પણ શરમ અને ભયના બેવડા મારથી મરી જ ગઇ.

પાસે જ મોટા રસ્તા ઉપર એક દાક્તરનું દવાખાનું હતું. દાક્તર ઘેરથી ચાલ્યો આવીને પોતાની ટેબલે બેસવા જાય છે ત્યાં જ મુકુલના બાપા એને મરણતોલ છોકરા પાસે તેડી લાવ્યા. લોહી વ્હેતું બંધ પાડી, બધું ધોઇ, કાન પણ એણે તપાસ્યા. એક કાનમાંથી સ્હેજ લોહી નીકળ્યું હતું તે પણ ધોઇ નાખી, પાટા તૈયાર કરતાં કરતાં બે ચાર સવાલ પૂછ્યા. બાબરીમાં પડેલો (શિક્ષકની આંગળીનો) સોલ બતાવ્યો, ત્યારે બાપાએ કહ્યું, "શિક્ષકે માર્યો અને કહાડી મુકયો એમ કહેતો હતો." "પછી તે ઉપર બીજી વાર આ તહમે માર્યો?" ડોસી કહે, "ના, ના, થાંભલે ઉભો ઉભો થાકી ગયો, માથાની શૂળ પણ સ્હેવાઇ નહી; અને બેસવા જતાં તંમર આવી તેથી આ કુમ્ભીની કોર પેસી ગઇ, અને આ પગથિયે અફળાઇને પડયો." "બરાબર" દાક્તરે કુમ્ભીની કોર ઉપર આંગળી ફેરવીને સુંઘી જોઇ, માથાનો તે ભાગ ફરીને સાફ કરી ત્યાં ભૂકી છાંટી, અને પછી દાંત ખોલી નાક બંધ કરી મુકુલના કોઠામાં દવા ઉતારી દીધી. તે પછી પાટા બાંધ્યા અને પથારીમાં બરાબર ગોઠવીને સુવાડયો. બરફ વગેરેની સૂચના કરીને ઉઠયો. ડોસી પૂછે, "આમ અવાચક ક્યાં સુધી રહેશે?" દાક્તર ગંભીર થઇ ગયો, "ચાર પાંચ મિનિટમાં જ હું આવી પ્હોંચ્યો એટલું બહુ જ સારું થયું છે. પણ ડોસીમા, સાંઝે હું પાછો આવીશ ત્યારે કહી શકીશ. હમણાં તો શું

કહું? સાંઝ પ્હેલાં પણ જો તાવ આવ્યો લાગે તો તુરત મ્હને બોલાવજો. સાડા અગિયાર સુધી તો દુકાને જ છું."

૩

સાંજે દાક્તર પાછો આવ્યો ત્યારે મુકુલ એ ને એ સ્થિતિમાં હતો. હાલ્યો સરખો ન્હોતો. દાક્તરે નાડી અને શ્વાસ તપાસી જોયાં, અને આનંદમાં આવી ગયો. "ડોસીમા ત્હમારાં પુણ્ય બહુ જબરાં છે. હવે તાવ કદાચ ને આવે તો ય ચિંતા નહિ. આવી મરણતોલ ઇજા થઇ છે, પણ આ ફુલ જેવી કાયામાં કુદરત સો યે સો વસા પોતાની અજબ શક્તિઓ અજમાવી રહી છે. " ડોસી કહે, " હા ભાઇ, હું પણ જોઇ રહી છું. રામ રાખે તેનો વાળ પણ વાંકો થતો નથી. મૂર્છા વળી ગઇ છે, હવે તો મહાનિદ્રામાં જ છે." દાક્તરે મુકુલને તળિયે સ્હેજ પીછું અડકાડી જોયું. પગ આપોઆપ જરા હાલ્યો. બીજી વાર જોયું. ખાતરી થઇ. "ખરી વાત, માજી, આમ ક્યારથી હશે?" ડોસી કહે, "ચાર વાગ્યા સુધી ચ્હેરા ઉપર ઝાંખ હતી. હવે પાછું આખે શરીરે એનું પૂરું તેજ આવી ગયું છે." માસી પણ પાસે બહી હતી, તેણે પૂછ્યું, "બે ચમચી દૂધ રેડીશું?" દાક્તરે હોઠ, હથેળીઓ, અને પેટ ધારી ધારીને અને આંગળી દાબી દાબીને જોયાં. પછી કહે, "જરૂર જણાય છે ખરી, પણ ઉભા રહો, હું દવા લઇ આવું."

* * * *

શુદ એકાદશીની રાત હતી. ચંદ્રનાં અર્ધથી મોટેરા બિંબનું અજવાળું બરાબર મુકુલના મોં ઉપર પડતું હતું.

ડોસી પાસે જ કોથળા ઉપર જરા આડી થઇ હતી. માસી બેઠી હતી. બીજી બાજુએ ફળી પણ એક ઉંઘ કહાડી આ-વીને બેઠી હતી. નવી અસ્પૃશ્ય હોવાથી હીંચકે પડેલી જરા જરા ઘોરતી હતી; પણ એ નિયમિત અને અતિ નાજુક ઘોરણ શાંતિની મધુરતામાં કંઇક ભાત જ પાડતું હતું. ત્યાં ફળીએ જોયું અને સાંભળ્યું; માસીએ પણ.

રાતની શાંતિ બધે જામી ત્યાં મુકુલને સ્વપ્ન શરુ થયું હતું. પાંચપંદર છોકરાઓ સાથે એ ખેલતો હતો, ત્યાં જાણે એનો પગ સર્યો. થોડે સુધી ઘાસમાંથી જ સરતો સરતો એ ઉભો થવા ગયો ત્યાં એકદમ ધાર ઉપરથી જઇ પડયો ઝા-ડીમાં. પણ પડતાં પડતાં એક આંબાના ઘુમટમાં ઝીલાઇ ગયો. એના આઘાતથી બેચાર ઝીણી ડાળીઓ ભાંગી હશે, પણ એક મોટી ડાળ એના હાથમાં આવી ગઈ, જે ઝાલીને તે એના ઉપર ચ્હડી બેઠો. જુવે છે તો ચોતરફ ઝાડ જ ઝાડ. પણ તેમના બધાં ડાળ પાંદડાં પારદર્શક, એટલે ખુલ્લી જગા હોય એમ તે બધું જોઇ શકતો. જે ડાળીએ તે બેઠો હતો તેને એક અશોકની ડાળ અડકતી હતી. મુકુલ આંબેથી અશોક ઉપર ગયો, અને ત્યાંથી જાંબુડા, આમલી, કોઠી, બીલી, બકુલ, એમ પંદરવીશ ઝાડ ઉપર થઇને તે એક નવાં જ ઝાડ ઉપર આવ્યો. તેની ડાળો શેરડીના અતિશય જાડા સાંઠા જેવી હતી અને પાંદડાને ઠેકાણે તેને ફુલો હતાં. પાંદડાં કે ફુલ તોડીને લેતાં હાથમાં ગોળ ફળ જેવાં થઇ જતાં, અને દડા જેટલાં મોટાં પણ સ્વાદમાં શેતૂર જેવાં લાગતાં. મુકુલ આ વીશ શેતૂરો મળીને એક થયું હોય એવું અને વળી ગોળ ઘાટનું, જોતાં પાંદડું અડતાં ફુલ, અને ખાતાં ફળ, તેને

ખાવા લાગ્યો. તોડતો જાય અને ખાતો જાય! ખાતાં ધરાયો ત્યાં તેણે એક ન્હાની ડાળખી તોડી તોડીને ચૂસી, પાતળી કાતળીઓ ચૂસતો જ ગયો, તેનો રસ એને શેરડીના રસ જેવો લાગ્યો. કોણ જાણે કેટલી ડાળખીઓ ચૂસી હશે. પછી એને તરસ લાગી. નીચે આઘે એક વ્હેળિયું ખળખળ વહી રહ્યું હતું. અને તેની વચ્ચે એક ગોળાકાર કુંડ જેવું દેખાતું હતું. એ કુંડના પાણીમાં જાણે ચંદ્ર પોતાનું મોં જોઇ-ધોઇ રહ્યો હતો. અને તેમાં વચ્ચેથી-ચંદ્ર પ્રતિબિમ્બના મૃગલાંછન માંથી-એક એકલનાળ એકલફુલ પોયણું ઉગ્યું હતું. ઝરણાના બાલ ધક્કાથી નાળ ભાંગી પડે એટલી બધી નાજુક હોવાથી તેના રક્ષણને માટે જ જાણે આસપાસ આલવાલ-કુંડ-રચવામાં આવ્યો હોય એમ લાગતું હતું. ડાળે બેઠેલા **મુકુલ**ની નજર એ ચંદ્ર-મૂલ એકલનાળ એકલફુલ પોયણી ઉપર ઠરી જ ગઈ. તે ફુલમાંથી જાણે સૂક્ષ્માતિસૂક્ષ્મ રશ્મિતંતુ નીકળી લાંબા થતા એની પાંપણોએ વળગ્યા, અને એ કિરણોનો ખેંચાયલો તે ધીમેધીમે ઝાડ પરથી સરી પડયો, ધીમેધીમે ઝરણ પાસે આવ્યો, ધીમેધીમે ઝરણનાં ચળકતાં પાણી ઉછાળતો ચાલવા લાગ્યો, ધીમેધીમે કુંડને કાંઠે આવી ઉભો. ત્યાં એ એકલનાળ પોયણી હાલી, ડોલી, જાણે એને એક ડગલું પણ આગળ ભરવાની મના કરતી હોય એમ. **મુકુલે** આજ્ઞા માની અને એ ઝરણના વહનમાં બંને પગ જરા આઘા ઠેરવી ટટાર ઉભો. ત્યાં એક કૌતુક થયું. નાળ થોડીક કુંડનાં પાણીમાં ઉતરી ગઈ, અને **મુકુલ** તરફ વળી-લચી પોતાના ફુલને બરાબર **મુકુલ**ના મુખની સામે લાવી રહી. રશ્મિતંતુઓ ઉંચા ફુવારા પેઠે ઉડયા, અને તેમનું ગોળ પરિમંડલ રચાયું તે વચ્ચે ફુલ અને **મુકુલ**નું મુખ આવી જતાં **મુકુલ**ની આંખ

નવી શક્તિથી ચમકવા લાગી, અને પોયણીના ઉત્તમાંગ ફુલને તેણે પોતાની **બા**નું મુખ જ જોયું, પોતાની ઘણા સમયથી વિખૂટી પડેલી **બા** જ જોઇ, પવિત્ર, શાંત, હેત અને સ્મિતની તેજોમય મૂર્તિ. **મુકુલે** તેના પોપચાં ઉપર ચૂમી લીધી. બીજી લીધી. ફુલે **મુકુલ**ના કપાળ ઉપર મધ્ય-ભાગે ચૂમી કરી. પછી તેના માથામાં બે ઠેકાણે ઘા હતા તેને એ ફુલ જરાક અડકયું. એ ચૂમી અને એ સ્પર્શસુખથી મુકુલની રગેરગમાં અમી રેડાયું. તેના મુખ ઉપર તેની આખી કાયા ઉપર અલૌકિક સ્મિતના કિરણ ફુવારાની ધારાઓ પેઠે ફરફરી રહ્યાં. અને તેના આત્માના ઉંડાણમાંથી મીઠો, મૃદુ, મંજુલ સ્વર નીકળ્યો. "**બા**, ત્રીજી ચૂમી લઉં ?"

ફળીએ અને **માસી**એ નિદ્રાવસ્થ બાળકની પથારી આગળ બેઠાં બેઠાં મધરાતના શાંતિસાગરમાં એ જોયું, એ સાંભળ્યું. **માસી**એ ફળી સામે જોઇને પોતાના ઓઠ ઉપર આંગળી મુકી. ફળીને એવી સંજ્ઞાની જરૂર જ ન હતી. પરંતુ બેમાંથી એકે બીજુ કંઈ પણ જોવા સાંભળવા પામ્યાં જ નહીં.

એકલનાળે પોતાના ફુલને પાછું ખેંચ્યું. ફુલ અને મુખની આસપાસનો રશ્મિગોળ આછો થયો, પણ તે વેરાતાં પ્હેલાં ફુલની પાંદડીઓમાંથી **મુકુલ**ને જવાબ મળ્યો. "ના, બેટા. કુંડમાં પડયા પછી જ ત્રીજી ચૂમી લેવાય, અને ત્હારે કુંડમાં પડવાને વાર છે. હજી ત્હારે મોટા થઈ ત્હારા બાપાની, ફળીની, અન ત્હારી નવી બાની સેવા કરવાની છે; જે સેવા મ્હારે કરવાની અધૂરી મૂકીને હું અહીં આવતી રહી છું તે. જા બેટા પાછો : મ્હારા આશીર્વાદ."

**મુકુલ** સાંભળી જ રહ્યો. તેને જરા પણ દુઃખ કે

ગ્લાનિ થઇ નહીં, રશ્મિમંડલ ઉકલી રહેતાં તેનાં પોપચાં ઢળી ગયાં અને તે ગાઢ નિદ્રામાં પડયો.

* * * *

સ્હવારે પાછા દાક્તર આવ્યા. **માસી** કહે, "પાટા ઉખેડી જોશો? ઘા રૂઝાવાની તૈયારી હશે." "વાહ રે, બ્હેન, ત્હમારા મોંમાં સાકર. પણ ત્હમે બહુ જ આશાવાદી છો. અમારો અનુભવ તો એમ કહે છે કે બહુ ઉતાવળ કરવા જાય તે પાછો પડે." પરંતુ પછી દાક્તરને દર્દીની હાલત જોતાં એટલો તો સુધારો લાગ્યો કે તેમણે પાટા ઉખેડયા જ. ખોપરી આગળનો ભાગ હજી છેક જ પોચો હતો. ફરી પાટા બાંધે છે એટલામાં તેની ખેંચથી **મુકુલે** આંખ ઉઘાડી, અને બોલ્યો, "**મા**, મ્હને પાણી પાવ." ત્યાં તેણે માસીને જોઇ અને તેની તરફ પાસું ફેરવવા ગયો. દાક્તરે તેને સંભાળીને પાસુ ફેરવાવ્યું. ડોસીમા વ્હેલાં વ્હેલાં દૂધ લાવ્યાં તે દાક્તરે બહુ જ થોડે થોડે પાયું. પછી **મુકુલ** બેઠો થવા જતો હતો. તે ન થવા દેતાં એને પાછો તકિયા વગેરે બરાબર ગોઠવીને સુવાડયો. **મુકુલ** સૂતો અને સૌ સાંભળે એમ બોલ્યો. "**બાપા, બા** કહે છે મ્હારે ત્હમારી, કળીની, અને નવી **બા**ની સેવા કરવી. શી સેવા કરું?" બાપાની આંખમાંથી બોર જેવાં બે આંસુ પડયાં. **માસી** અને દાક્તરે સાથે જ જવાબ દીધો: "આ ઘડીની સેવા એ જ કે પાછો ઉંઘી જા."

પૂનેમ સુધીમાં **મુકુલ** સાવ સાજો થઇ ગયો અને નિશાળે જવા લાગ્યો. પોતાના સ્વપ્નની વાત એણે કહી તો બે જ જણને, પણ તેના જ સંસ્કાર એનું આખું જીવન અને ચારિત્ર્ય ઘડવામાં મોટું બળ નીવડયા.

# પેરિસના ત્રણ છોકરા

[૧. ઇંગ્રેજી ઉપરથી, એટલે કે ૧૮૮૯થી' ૯૨ સુધીમાં યુરોપના કોઇ પ્રખ્યાત ગવૈયાનું મોત થતાં તેના જીવનચરિતને લગતી નોંધો વર્તમાનપત્રોમાં પ્રકટ થયેલી તેમાંથી Bombay Gazette કે Advocate of India માં કોઈ ઉતારો આવ્યો હશે તેની છાપ સ્મૃતિમાં રહી ગયેલી, તે ઉપરથી.

૨. પ્રથમ પ્રકટ, જ્ઞાનદર્શક, કાર્તિક વિ. સં. ૧૯૪૯ નો અંક.

૩. આ ટૂંકી વાર્તા વિશે બીજું નોંધવા જેવું એ છે કે સ્વ૦ જમિયતરામ ગૌરીશંકર શાસ્ત્રીએ એ 'નવી' સરકારી વાંચનમાળામાં લીધી [૧૯૦૮-૦૯], તે ઉપરથી મદ્રાસ ઈલાકામાં પણ કોઈ શાળોપયોગી ચોપડીમાં કે છોકરા છોકરીઓને માટે પ્રકટ થતાં માસિકમાં તે ઉતારવામાં આવી, અને બંગાળીમાં "બાળબોધિની" નામે માસિક તેમજ "ચારિત્ર્યગઠન" નામે એક શાળોપયોગી ચોપડીમાં એ મદ્રાસી રૂપ ઉપરથી દાખલ થઈ. પછી સુરતના રા. રા. નટવરલાલ મુળચંદ વીમાવાળા એવી જ છોકરા છોકરીઓને સુબોધ મળે એવી ખરા બનાવો, વાર્તાઓ અને નીતિબોધ મિશ્રિત એક ગુજરાતી ચોપડી લખતા હતા, તેમણે આ ટૂંકી વાર્તાને બંગાળી ઉપરથી પોતાની

ચોપડીમાં લીધી. રા. રા. વીમાવાળાને વિચાર થયો કે પોતાની ચોપડી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ પ્રકટ કરે તો ઠીક, એટલે એમણે પોતાનો હસ્તલિખિત ફૂલ્સ્કેપ ચોપડો મ્હને જોવા મોકલ્યો (૧૯૨૦) તેમાં આ વાર્તા જોઇ મેં એમને પૂછ્યું, અને આ મ્હારી કૃતિનો ઉપર પ્રમાણે હિંદની ભાષાઓનો પ્રવાસ મ્હારા જાણવામાં આવ્યો.]

વર્ષાદ રહી ગયો. પણ રાત વ્હેલી અને અંધારી ઘોર જામી. સીન નદીના પૂલ ઉપર ફાનસ હતાં, પણ પૂલ ઉપર ચાલતું માણસ ફાનસ નજીક આવે ત્યારે જ દેખાતું. એ પૂલ ઉપર એક નિર્ધન અપંગ ડોસો ધીમેધીમે ચાલતો હતો. તેની બગલમાં એક જેવી તેવી વાયોલિન (violin) હતી, અને પૂરાં વસ્ત્ર પ્હેરેલાં ન હોવાથી ત્હાડમાં ધ્રૂજતો હતો. પૂલ વટાવી તે એક મોટાં સુંદર મકાનોવાળી શેરીમાં આવ્યો. ઉંચે બારીઓમાંથી ચક અને ફરફરિયાં ભેદીને રોશનીના કિરણો અને મોજશોખમાં પડેલાં માણસોના આનંદી સ્વર અને ગાનના સૂર આવતા હતા. એ બારીઓ તરફ થોડી વાર જોઇ રહી ડોસાએ પોતાનું દીન વદન નીચું નમાવ્યું, અને એક ખુણાના અંધકારમાં જઇ પાકી બાંધેલી ગટર આગળ ઉભો રહ્યો અને વાયોલિન વગાડવા લાગ્યો. પૈસાની તેને જરૂર હતી અને ગાનવાદન શિવાય કમાણી કરવાનું બીજું સાધન તેની પાસે હતું નહીં. જુવાનીમાં તે એક નટચમૂમાં હતો અને ગાઇ બજાવી સારું જાણતો, પણ હાલ તેની વાયોલિન સારી ન હતી, ત્હાડ બહુ વાતી હતી, અને વળી તેનું હૃદય છેક નિર્બલ અને ઉદાસ થઇ ગયું હતું, એટલે ગાયનમાં તેનું ધ્યાન બહુ વાર રહ્યું નહીં,

વાયોલિન ધીમી અને બેતાલ બોલવા લાગી, અને તેની આંખમાંથી રહી રહીને એકેક મોટું ટીપું ટપકવા માંડયું.

આસપાસ બારીઓ ઉઘાડી હતી અને રસ્તા ઉપરથી વખત બેવખ્ત ગાડીઓ જતી આવતી હતી. પણ ગંમતમાં પડેલાંના, અથવા તો ઘેર કે કોઇ મોજગાહે પ્હોંચી જવાની ઉતાવળ વાળાના,બેપરવા કાનમાં દુઃખીનો અવાજ ક્યાંથી પેસે. આપણા અપંગ ઉપવાસી અને આફતના ભાર તળે દબાઇ ગયેલા ડોસાનું ગાનવાદન પણ ઘડી વારમાં ઉભરાતાં આંસુ અને ઉપરા ઉપર આવતા નિસાસાને લીધે બંધ પડયું, અને કોઇ અણધાર્યો હાથ એની મદદે ન લંબાત, તો આવી રાતના ઠારમાં એ બીચારો આ ગટર આગળ જ શિંગડું થઇ જાત.

એવામાં એક પાસથી ત્રણ ખૂબસુરત નવજુવાન છોકરાઓ દોડતા, એકબીજા સાથે મસ્તીતોફાન કરતા, અને હસતા હસતા આવ્યા. એમાંના વચલાની અડફટમાં ડોસો આવી ગયો, અને તેની ફાટલી ટોપી એક તરફ ઉડી પડી, વાયોલિન ગટર પર પડી ગઈ, અને તે પોતે બીચારો ખૂણાની દિવાલમાં અફળાયો. છોકરો પણ પડતો પડતો રહ્યો અને અંધારામાં તેને કઇ સુઝયું નહીં એટલે તે ગાળ દેવા જતો હતો, ત્યાં તેણે એ બુઢ્ઢાનું લંબાતું ડુસકું સાંભળ્યું. તે પાછો વળી ખૂણામાં આવ્યો અને ડોસાને ઉઠાડ્યો, અને એનું જોઇને એના બે ભાઇબંધ પણ પાસે આવ્યા. બીજા છોકરાએ ટોપી આણી આપી અને માફી માગી, અને ત્રીજો વાયોલિન ઉંચકી લઇને આવ્યો અને તે પાછી આપતાં ખબર પૂછવા લાગ્યો કે કંઈ બીજી ઇજા તો નથી થઇ. ડોસો એકથી બીજા તરફ જોવા લાગ્યો અને ચિત્તભ્રમ થયેલા

જેવો દેખાયો, પણ આ ત્રણેની માયાળુ રીતભાતના જવાબમાં થોડી વારે એના મોંથકી "મ્હારી છોકરી–મ્હારી વાયોલિન –છોકરી–અરે દૈવ!" એવા એવા ભાગ્યાતુટયા શબ્દ નિસાસા સાથે નીકળવા લાગ્યા. છોકરાઓને ખરેખર દયા આવી, અને તેમણે એનાં ફાટયાંત્ગુટયાં કપડાં અફળાઈ પડ્યો તે ખરડાયાં પણ હતાં, તે સાફ કરતાં કરતાં મીઠાશથી પૂછીપૂછીને એની બધી હકીકત જાણી લીધી. એની એક ને એક છોકરી **વી**યના ( Vienna ) માં ક્ષયને આજારે મરવા પડી હતી અને તેની પાસે જવાને રસ્તાખર્ચ માટે પણ ડોસા કને એક પૈ સરખી ન હતી. દીકરીની હાયમાં ડોસાએ ત્રણ લાંઘણ કરી હતી, અને આજે છેક લાચાર બની જે મળે તે પૈસા કમાવાને માટે ગાઇવગાડીને ભીખ માગવાનો નીચ ઉદ્યમ કરવા પણ તે તૈયાર થયો, ત્યાં તો પાછલા પ્હોરથી પવન ફુંકાવા લાગ્યો અને ઠંડો થઈ ગયો, વાદળાં ચ્હડી આવીને ઝાપટાં પડવા લાગ્યાં, અને આ અત્યારે વાયોલિન પણ પાકી ગટરમાં ફૂટાઇ નકામી જેવી થઇ ગઇ.

હકીકત સાંભળીને અને બુઢ્ઢાના તનમનની સ્થિતિ અને વેદના જોઇને ત્રણે વિચારમાં પડ્યા. ત્યાં જરા વારમાં સૌથી મોટાએ આર્દ્ર અવાજે પણ તેજોમય આંખે ત્રીજા છોકરાને કહ્યું, "**લાલ**, લાવ તો ત્હારી વાયોલિન." એણે તાર મેળવ્યા એટલામાં બંને એનો મનસુખો સમઝી ગયા. **લાલે** પોતાના હાથમાં ડોસાની ટોપી લીધી, અને વચલા છોકરાએ પોતાનો કંઠ વાયોલિન સાથે ભેળવ્યો અને ગાનવાદન શરૂ થયું. ત્રણે સંગીતના સારા અભ્યાસી હતા અને ઉસ્તાદી મેળવવાને માટે પેરિસ આવેલા હતા. ન્હાની ઉંમ-

રના છતાં પણ તેમની સંગીત અને નાટકશાળાઓની દુનિયામાં ખ્યાતિ થવા લાગી હતી. આજ રાતે મનોવૃત્તિને અનુસરીને એમનું ગાયન ખૂબ ખીલ્યું. ડોસાને જુવાનીમાં ગાયનનું સારું તાન હતું. આ છોકરાઓ આમ શું કરવા કરે છે તે તો એ ન સમઝયો, પણ એમના મનોહર ગાનવાદનથી એનું દુઃખ ધીમે ધીમે પાછું હઠ્યું અને ચિત્ત ગાયનમાં જ પરોવાતું ગયું. ગઇ સાંઝે જ પૅરિસમાં એક સુંદર સંગીતનાટક ભજવાયું હતું તે પ્હેલા પ્રયોગે જ અત્યંત લોકપ્રિય થઇ ગયું હતું. આ નાટકનાં જ ગાયનો આ છોકરાઓએ એક પછી એક ઉપાડયાં; અને લાંબી શેરીની ઉચી ભીંતો વચ્ચે, ઝઝૂમતાં વાદળાંની છત તળે, નવજુવાન કંઠ અને ગગનટોચ ભેદતાં પણ મૃદુતાને ન છાંડતી તંત્રીનાં સુંદર આંદોલનો વિષે કુદરતે પણ વિશેષ સુંદરતા પૂરી.

પૅરિસના શોખીન શહેરમાં અને આવે વખતે આવાં અસાધારણ ગાયનને લીધે દશેક મિનિટમાં જ ગાડીઓ રસ્તામાં થોભવા લાગી, બારીઓમાંથી સ્ત્રીપુરુષોનાં ડોકાં દેખાવા લાગ્યાં, અને બંધ બારીબારણાં પણ ખુલવા લાગ્યાં. જુવાનોએ ત્રીજુંચોથું ગાયન માંડયું ત્યાં તો વાએ વાત ચલવી અને આખી શેરી કામકાજ પડયાં મુકી આમને સાંભળવામાં પડી; ગાડીઓમાંથી ને બારીએથી તાલ અપાવા માંડયા, તાળીઓ પડવા લાગી, અને શોખીનો તરફથી પોતપોતાનાં પ્રિય ગાયન સંભળાવવા માટે સૂચનાઓ પણ થવા લાગી. અર્ધો કલાક થયો, પોણો કલાક થયો, કલાક થવા આવ્યો. ડોસાની ફાટલી ટોપી સોના અને રૂપાનાણાથી છલકાઇ

ગઇ; બીજા અર્ધા કલાકમાં એ જુવાનોની ત્રણ ટોપીઓ પણ ભરાઇ ગઇ.

મોટા છોકરાએ વાયોલિન બંધ કરી. ત્રણે બુઢ્ઢા પાસે આવ્યા અને ટોપીઓમાંનું નાણું એનાં ગજવાંઓમાં મૂઠે મૂઠે ભરવા લાગ્યા. એના મંદ મગજમાં તો હજી એમના છેલ્લા ગાયનના સૂર રમતા હતા. તે આ શું થાય છે તે જોતાં ચમક્યો, એમના હાથ ઝાલવા ગયો, પણ એ ઘરડા હાથે કરીને એ હોંસીલા અને નવજુવાન હાથ શી રીતે ઝાળી શકે! છોકરાઓએ ચારે ટોપી સપાટામાં ખાલી કરી અને પછી મૂગે મોંએ પીઠ ફેરવીને જવા માંડયું. એઓને ખરે જ જતા રહેતા જોઇ ડોસાએ છેલ્લાની બ્હાંય ઝાલી લીધી અને સવાલ પૂછ્યો, "ભાઇ, ત્હમારું નામ?"

જરાક ખંચાઇ ગંભીરતાથી તેણે જવાબ દીધો: "શ્રદ્ધા!"

ડોસાએ બીજા તરફ જોયું, "ભાઇ, ત્હમારું?"

"**આશા!**"

અને ડોસો ત્રીજા સામે જુવે છે ત્યાં તે બોલ્યો, "દયા!" *

ડોસો બીચારો ઘુંટણે પડી કરગરવા લાગ્યો: "મ્હારી છોકરીનો જાન આપનારા! નામ તો ત્હમારાં કહેતા જાવ, હું અને તે કોનો આભાર માનિયે?"

મોટા છોકરાના મુખ ઉપર સ્મિત ફરક્યું. આછાં થતાં વાદળવાળા આકાશ તરફ તેનો જમણો હાથ સ્હેજ ઉંચો થયો, અને તે પ્રસન્નકંઠે બોલ્યો, "આભાર પરવરદેગારનો!"

---

* Faith, Hope, અને Charity એ ત્રિપુટીમાં ત્રણે શબ્દ મનની સ્થિતિઓના વાચક છે.

ત્રણે જુવાનો ઉભરાતા આનંદ સાથે વેગથી દોડી ગયા. "કેવા ખૂબસુરત છોકરા !" "શું સુંદર ગાયન !" "પેલી ચીઝ તો નાટકશાળા કરતાં પણ અચ્છી ગાઈ !" વગેરે વચનો બોલતાં બોલતાં શોખીન નરનારીઓ વીખરાયાં, ગાડીઓ ચાલી ગઈ, અને બારીબારણાં બંધ થયાં. શેરી પાછી હતી તેવી બની રહી. થોડી વારે વાદળાંમાંથી નીકળતા **ચંદ્રને** અજવાળે ડોસો **સીન** નદીનો પૂલ ઓળંગી ગયો.

# ધરતીછેડો ઘરનો નેડો

[ ૧ ઈંગ્રેજી ઉપરથી. જુવો N. Hawthorne કૃત The Threefold Destiny, A Faiiy Legend. આ કર્તાનો પ્રસ્તાવના રૂપ પ્હેલો પૅરા, આવી વાર્તાઓ કઇ દૃષ્ટિએ જોવાની છે તે વિષેનું એનું મત સૂચક હોવાથી અહીં ઉતારૂં છું.

"I have sometimes produced a singular and not unpleasing effect, so far as my own mind was concerned, by imagining a train of incidents, in which the spirit and mechanism of the fairy legend should be combined with the characters and manners of familiar life. In the little tale which follows, a subdued tinge of the weird and wonderful is thrown over a sketch of New England personages and scenery, yet, it is hoped, without entirely obliterating the sober hues of nature. Rather than a story of events claiming to be real, it may be considered as an allegory, such as the writers of the last (i. e. the 18th) century would have expressed in the shape of an Eastern Tale,

but to which I have endeavoured to give a more lifelike warmth than could be infused into those fanciful productions."

આમાં લગભગ તમામ વિગત નવી આપણા દેશકાળને બંધ બેસતી કલ્પેલી છે, આખી વાર્તાને વિસ્તારી છે, એક બે મુદ્દામાં ફેરવી યે નાખી છે, અને તો પણ આ કૃતિ એ હોથર્નની કૃતિની પુત્રી છે.

Tennyson કૃત Princess સર્ગ ૩જા ને આરંભે Sweet and Low, sweet and low એ સંગીત કાવ્યનો અનુવાદ મેં મંદાક્રાન્તા અને અભ્યસ્ત મંદાક્રાન્તામાં કરેલો **જ્ઞાનસુધાના એપ્રિલ, મે** અને **જૂન** ૧૮૯૯ના સંયુક્ત અંકમાં પ્રગટ થયો હતો: **ભણકાર**માં એ છાપ્યો નથી; એની ૩જી કડીની પમી પંક્તિ—"ધરતીછેડો ઘરનો નેડો"—છે. એ શબ્દો કે તેમાંનો ભાવ Tennyson ના મૂલ કાવ્યમાં નથી.

૨. પ્રથમ પ્રકટ **વીસમી સદી**ના માર્ચ ૧૯૨૦ના અંકમાં, ચિત્ર ૫, જેમાંનું એક આ આવૃત્તિના પૂંઠાં ઉપર આપ્યું છે. ]

૧

નમતા પ્હોરના સુંવાળા તેજમાં એક કદાવર અને વિશાળ પ્રભાનો જુવાન એક ગામના ઝાંપામાં પેઠો. દૂર-દૂરના દેશાટનથી તેની રીતભાત અને તેના આખા દેખાવમાં કંઈકંઈ વિચિત્રતાઓ આવી હતી. તેના હાથમાંનો રાયણનો સોટો વર્ષો પ્હેલાં આ ગામના પાદરેથી જ કાપેલો હતો, પણ તે પછી તે એની સાથે **કૉકેસસ** પર્વતના બરફનો અને **પોલાન્ડ**ની નદીઓના કીચડનો ભોમિયો થયો હતો. તેના માથા ઉપરનો ફેંટો પાસેના શહેરની જાણીતી વણાટનો જ હતો, પણ તે પછી તેણે એનું **સાહારા**ના રણની બપો-

રની લૂથી તેમ આર્જેન્ટાઇન મેદાનોના રાતના દવથી જતન કરેલું હતું. તેની કેડે ખોસેલી વાંકી કટાર શિરોહીની જ હતી, પણ મોરોક્કોના લૂંટારાથી તેણે એનો જાન બચાવેલો હતો. આપણા મુસાફરને હજી ત્રીશીના વાયરા વાયા ન હતા. તથાપિ નાયગારાના ધોધ, મિસરના મન્વંતરજૂના પ્રૌઢભવ્ય મિનારા, ઈસ્તમ્બોલની આલીશાન મસીદ, અને જાપાનનું દાયજિંશુ દેવળ, સર્વની એને જાતમાહિતી હતી. તે દેશદેશાવર આથડ્યો હતો, અને સમુદ્ર સમુદ્રનાં ન્હાનાં-મોટાં ભાતભાતનાં વ્હાણ ખુંદી વળ્યો હતો. એટલે વર્ષોને અંતે જ્યારે પાછો આપણો રખડેલ જુવાન પોતાના મૂલ વતનમાં પેઠો, ત્યારે કુદરતી જ છે કે કોઇએ તેને એકાએક ઓળખ્યો નહીં, અને સૌની નઝર એ નવતર જેવા અને કાન્તિવાન માણસ તરફ કૌતુક અને વિસ્મયથી ખેંચાવા લાગી.

એ આમ ચાલ્યો આવતો હતો તેવામાં સામેથી છેલ્લું બેડું ભરી લાવવા માટે કેટલીક ન્હાની મોટી ઉંમરની સ્ત્રીઓ ઉતાવળે પગલે જતી હતી, તેમાંથી એક એની પાસેથી નીકળી ત્યાં જ એ યુવતીના ઓઠમાંથી સવાલ સરી પડ્યો,—"કોણ હરિ–હરનારાયણ?" આપણા મુસાફરે જોયું ન જોયું કર્યું; મોંએ આવેલા બોલ પાછા ગળી ગયો, અને પોતાની ચાલ અટકાવી નહીં. પણ એનું મન બબડ્યું, "એ તો કુસુ–કમળા જ હોવી જોઇયે. શી સુંદર ખીલી રહી છે!"

સાતઆઠ વર્ષનો થયેલો ત્યારથી જ બાળક હરિ અને આજના હરનારાયણના ચિત્તમાં કોણ જાણે ક્યાંથી એક

અજબ ગ્રાહ જડ ઘાલીને બેઠો. રાત અને દિવસ તેને એમ જ લાગે કે મ્હારું ભાવિ તો ઓર છે. ચોરા આગળ ચાલી રહેતાં આખ્યાનોમાંથી કે મંદિરમાં ગવાતાં સ્તવનોમાંથી, મેળામાં લલકારાતી લાવણીઓમાંથી કે ખેતરમાં લંબાવાતાં કવિતોમાંથી, ઝાંપા બ્હારના ગોરખપીપળા નીચે ધૂણી ધખાવી બિરાદરી જમાવતા બાવાઓના ચલમના ગોટેગોટ સાથે ગુંચળાં વળતાં દૃષ્ટાન્તોમાંથી કે ઘર આંગણે ઠંડા પ્હોરમાં ફરીફરીને એકસરખા રસથી સંભારાતી કથાઓમાંથી, રાજારાણીની ગાથાઓમાંથી કે મેનાપોપટની કહાણીઓમાંથી,–પ્રભુ જાણે એ વિચારબીજ ક્યાંથી આવ્યું, ક્યારે પડયું, કેમ વધ્યું,–પણ, બસ, એના અંતરાત્માના પડેપડમાં બચપણમાંથી જ વસી ગયું, કે મ્હારા જીવનમાં ત્રણ એકથી એક અનેરા અદ્‌ભુત બનાવ બનશે જ બનશે.

૨

એક તો હું મ્હારા હૃદયની અધિષ્ઠાત્રી પ્રિયતમા શોધીશ. હા, હું, આ હરિ, જરા મોટો થતાં આખી દુનિયા ફરી વળીશ. જેમજેમ મોટો થઇશ તેમ તેમ અવનવા દેશ જોઇશ, જેમજેમ દેશદેશાન્તર આથડીશ તેમતેમ વધારે જુવાન થતો જઇશ; અને પછી મ્હારી ભરજુવાનીની કોઈ ધન્ય પળે કોઈ અજબ સ્થલમાં મ્હને મ્હારી એ હૃદયરાણીનાં દર્શન થશે. તારામૈત્રક થતાં જ એ મ્હને ઓળખશે અને વરશે, હું પણ એને ઓળખીશ અને વરીશ. અમે એકબીજાને શી રીતે ઓળખીશું? હા! જો, હરિ, જો! એ રમણીની છાતી ઉપર એક હૃદયના આકારનો અલંકાર ઝુલતો હશે. તે મોતી માણેક નીલમ મણિ હીરા ગમે તેનો

ભલે હોય, ભલે તે છેક ઓછા મૂલ્યનો હોય; શુદ્ધ હૃદયના આકારનો હોય એટલું બસ. પછી તે જોતાં જ હું તેને વિનયથી પૃચ્છા કરીશ. "સુંદરિ, આ હૃદય પુરુષોના શોક-ભાર વહીવહીને થાકયું છે; અહીં આ ત્‌હમારા નાજુક હૃદય ઉપર તેને વિસામું? રજા છે?" તે વખતે એ મનમોહન દાયતા કંઇક શબ્દથી તો કંઇક અણુસાર વડે અર્ધઆખો જવાબ દેશે: "ધન્ય ઘડી! અહા પ્રીતમ, આપણે મળિયે છીએ તો આ પળે જ, પરંતુ હું આટઆટલા વખતથી આ અલંકાર પ્હેરી રહી છું, એ અભિજ્ઞાનથી ત્‌હમારી ખાતરી થવી જ જોઇયે, કે હું ત્‌હમારી જ વાટ જોતી હતી."

હરનારાયણના હૃદાકાશમાં બચપણથી જ બીજો એક ભાવ એ જામી ગયો હતો કે આ દુનિયામાં કોઇ એક સ્થલે એક જબરો ભંડાર દાટેલો છે, અને તે સ્થલ કોઇ મંગલ મુહૂર્તમાં એને એકલાને જ જણાવવામાં આવશે. દેશાટન કરતો કરતો તે એ ગુપ્ત જગા ઉપર જઈને ઉભો રહેશે, કે તુરત એને પૂરેપૂરી ખાતરી હતી કે તેની ચકિત થતી આંખ સામે એક હાથ તરી આવશે. એ ગેબી પંઝો આરસનો હશે કે પંચધાતુનો, પર્વતના મોટા ખડક ઉપર તેની એકાએક છાયા પડશે કે ઝાડઝુંડમાં તે આકસ્મિક દવની શિખાઓ રૂપે સળગી ઉઠશે, ભૂરા વાદળમાંથી વીજળીની ઝડપે ઉતરી આવતી પરીની તે શીતળ મેંદીચિત્રિત હાથેળી હશે કે સિયાહ પાતાળથી ફાળ ભરતા કાળભૈરવનો તે લાલચોળ ધગધગતો થાપો હશે, તેની તેને પરવા ન હતી, પરંતુ તેને ખાતર જમા હતી કે કોઇ પણ અજબ જેવો હાથ તેના જોવામાં આવશે, જેની તર્જની એ ગુપ્ત ભંડારની જગા

તરફ તેની આંખ આગળ લંબાશે, અને તે તર્જની નીચે દેવવાણીમાં આદેશ હશે—"**ખ ન! ખો દ!**" પછી બચપણનો હરિ એ એના દિવાસ્વપ્નને આગળ વધારીને ધારતો કે હું એ મોટો થયેલો હરનારાયણ મરદના પૂરેપૂરા બલથી એ જગાએ ખોદીશ, ખોદતાં ખોદતાં પરસેવાની નદીઓ વ્હેશે અને દિવસ ને રાત આંખના પલકારા પેઠે વહ્યાં જશે, પરંતુ આખરે તેની શ્રદ્ધા અને મહેનતના બદલામા એ એટલે હું સોનૈયા, લગડીઓ, માળાઓ, અને ઝવેરાતના ભરેલા ચરુ ને ચરુ એક સપાટે મેળવીશ.

બાળક હરિના અનિવાર્ય ભાવિમાં ત્રીજો જે બનાવ બનવાનો હતો તે પુરુષાર્થને લગતો હતો. પોતે સિંહાસને વિરાજી સૈકાઓ ટકે એવા રાજવંશનો પ્રથમ પુરુષ બનશે, કે સ્વતંત્રતા મેળવવા માટે લોહી રેડી રહેલી પ્રજાનો વિજયી સમરનાયક થશે, કે લોકોને વધુ નીતિમય ઉમંગી અને સુખી બનાવનાર કોઇ નવા ધર્મનો પ્રવર્ત્તક નીવડશે, તે એ જાણતો ન હતો. એ તો ભાવિમાં જે હોય તે! પરંતુ તેને દૃઢ શ્રદ્ધા હતી કે એના અદૃષ્ટમાં કોઇ એક પળ એવી આવશે કે તે ક્ષણે ત્રણ ભવ્ય પૂજ્ય વડીલો એને મળવા આવશે; અને તેમાંથી જે મુખ્ય હશે તેનો દેખાવ જ મહાત્માના જેવો હશે; તેના હાથમાં વળી એક દંડ હશે, જે દંડ વડે હવામાં અમુક ચમત્કારિક જંત્રાકૃતિઓ કરતો કરતો તે મહાત્મા હરનારાયણને કોઇ પ્રગલ્ભ મંત્ર કે પયગામ સંભળાવશે. અને જો હરનારાયણ તેને ધન તન અને મનની બધી શક્તિઓ વડે એકનિષ્ઠાથી રાતદિવસ અનુસરશે, તો તેનો આખો ભવ ડગલેડગલે સદુદ્યમની સીડીનાં પગથિયાં ચ્હડતોચ્હડતો કૃતાર્થ બની રહેશે.

## ૩

આ ત્રણ દિવાસ્વપ્ન હરિને એકસાથે કે પ્રથમથી જ સોળે કલા સંપૂર્ણ વિકસેલાં લાધ્યાં એમ હું કહેતો નથી. હરિ જેમજેમ મોટો થતો ગયો તેમતેમ એ સ્વપ્નાં પણ ખીલતાં ગયાં. અને આવા ત્રિવિધ રંગની ભભકના મોહમાં કિશોર હરિ મૂછનો દોરો ફૂટયો ન ફૂટયો ને પોતાના ભાવિને શોધવા અને ભેટવા નીકળી પડયો. પિતાને મરી ગયાને બેચાર વર્ષ થઈ ગયેલાં, ઘરમાં કોઇ પુરુષ મળે નહીં, અને માતાના ભરણપોષણને માટે ચિંતા જેવું નહીં; તેમ તે બોલવે ગાય જેવી ગરીબ અને મીઠી તથા તેના અંતરમાંનાં પ્રેમ, દુઃખ, અને આશા બાળક હરિથી તાગ્યાં ન તગાય એટલાં ઉંડાં; એટલે એને કોઇ વારનાર હતું નહીં. માનો આશીર્વાદ પામીને નીકળ્યો ત્યાં શેરીનો ખાંચો વળતાં આઠનવ વર્ષની કમુ નિશાળે જવા ઉમરો ઓળંગતી હતી તેણે રોકયો. “ હરિ, રહીજા ને શી ઉતાવળ છે, બે દહાડા પછી જજે.” હરિ પોતાની બચપણની સોબતિયણ સાથે તેની નિશાળ સુધી ગયો. પણ “ તું જઇશ તો અમને, મ્હને, ત્હારી બાને, ફલાણાને, ફલાણીને, મ્હને, કોઇને નહીં ગમે, રહીજા ને !”–એ ઉપરાંત એ બીચારી પાસે હરિને કહેવાનું કશું યે મળે નહીં; અને જોબન અને પરાક્રમ અને સાહસનાં પ્રલોભનોના નવા હેલારા અનુભવતો કિશોર આવા કાચા તાંતણાથી બાંધ્યો બંધાય ખરો કે ? હરનારાયણ પોતાની જન્મભૂમિને નમસ્કાર કરીને ચાલ્યો તે ચાલ્યો જ. ગામ છોડયું, જિલ્લો છોડયો, દેશ પણ છોડયો.

જેમજેમ આઘો જતો ગયો તેમતેમ વધારે આઘે જવાની તૃષા વધતી ગઈ. જેમજેમ અનુભવના પટ ઉઘડતા ગયા, તેમ-તેમ અવનવા અનુભવરંગોમાં ઝંપલાવતો ગયો અને અવાર-નવાર સૂનાંસૂનાં જંગલોમાં અને ઠઠથી ઉભરાતાં વધારે સૂતાં બજારોમાં, વ્હાણોમાં અને પર્વતશિખરો ઉપર, જ્યાં ને ત્યાં, એનાં નેત્ર આગળ એના બચપણની કલ્પનાનાં પેલાં ત્રણ દૃશ્યો દેખાતાં જ રહ્યાં. એ પ્રિયતમા, એ ખજાનો, અને એ પયગામ હમણાં મળશે, હમણાં જડશે, હમણાં સંભળાશે, હમણાં દેખાશે,–મળવાં જ જોઈએ, એ જ મારું ભાવિ છે, એ પ્રકારની એની શ્રદ્ધા બહુ ધીમેધીમે જ હઠી. અને હઠતી હઠતી પણ બાળકપણમાં જન્મેલી એ હવાઈ શ્રદ્ધા, હરિ ભર-જુવાન થઈ પરિપકવ ચારિત્ર્યનો, પુખ્ત વિચારનો, શક્તિએ સમર્થ, અનુભવે રીઢો થયો, ત્યાં સુધી ટકી.

એ હવાઈ શ્રદ્ધાએ હરનારાયણનું એ બારપંદર વર્ષ દરમિયાન તેની ઇષ્ટ દેવીની માફક જતન પણ કર્યું. દેશદેશના અને ઉચ્ચનીચ તમામ જાતના લોકોમાં ભળતો હરનારાયણ જનસ્વભાવના નિર્દોષ આનંદો અને ઉંચા ગુણોનો લાભ વિનાસંકોચે લઈ શકતો, પણ સ્વચ્છંદી પાપી કે નીચ લોકોની કુસંગતમાં પડતો ત્યારે તેમની હૈવાનિયતનો ડાઘ એને ન જેવો જ લાગતો, કારણ કે તેવે સમયે આ એનાં બચપણનાં દૃશ્યો એની આંખ આગળ પ્રકટ થતાં, અને જાણે એના કાનમાં ટંકાર કરી કહેતાં, કે “તું આવામાં ક્યાં પડ્યો ના કેવા રામ રામ! અરે ઓ બચપણની નિર્દોષ પવિત્રતાના ખુદખુદ! રએ તું તારી નિર્દોષતા, તારી પવિત્રતા, તારી સહૃદયતા, તારી કુલીનતા ગુમાવતો! અમારો તને શોક છે

તે છે જ, પણ તે કોને? ત્હને પોતાને. તું ત્હારું પોત જ ગુમાવીશ, તો પછી કોણ તું અને કોણ અમે!”

૪

આ પ્રમાણે ચ્હડતોપડતો અને અથડાતાં ઠોકરાતાં પણ આત્માના ધ્વજદંડને અડગ ઊર્ધ્વલક્ષી રાખી રહેતો હરનારાયણ સાતે ખંડ પૃથ્વી ફરી વળ્યો. એક રાતે નાનકિનના એક જુગારખાનામાં તે એક બિનઅનુભવી સાથી સાથે તેને બને તો બચાવવાના ઇરાદાથી પેઠો, અને તેને નાદ અતિશય લાગેલો દેખીને બે કલાક રોકાયો પણ ખરો. એટલા ટુંકા અરસામાં પણ એ સાથી પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠો. એટલે તે છેક અંધતામિસ્રમાં ડુબી જઇ આપઘાત પણ કરી બેસે એવી ધાસ્તીથી હરનારાયણે રાત એના મુકામ ઉપર જ ગાળી. વાતમાં ને વાતમાં તે નિખાલસ માણસ આંસુએ ચ્હડયો, અને પોતાનો પોતાનાં કુટુંબનો પોતાની સ્ત્રી અને માતાનો બધો અહેવાલ હૃદય પીગળી જાય એવી રીતે કહેવા લાગ્યો. કહેતો જાય અને સાંભરતું જાય, અને સાંભરતું આવે અને રોતો જાય અને પોતાની જાતને હજાર ફિટકાર દેતો જાય.

મોડી રાત થતાં એના શોક અને પશ્ચાત્તાપનો વેગ નરમ પડયો, અને એને પોતાના આ નિઃસ્વાર્થી સાચા મિત્ર માટે આભારની લાગણી થઇ આવતાં એના વિષે વિચાર સ્ફુર્યો. એણે સવાલ કર્યો: “ભાઇ, મ્હારું તો ઠીક. હું સરખા તો જાણે છાણના કીડા, બે દિવસ વધારે જીવિયે કે ઓછું તે બધું છાણમાં જ. પણ તું આમ કેમ? આજ બે ત્રણ માસથી ત્હને દીઠો ત્યારથી ત્હારા વિષે સૌને પૂછ-

પરછ કરું છું. સૌ ત્હને એક અવાજે વખાણે છે. કોઇને ત્હારામાં એક પણ અપલક્ષણ સમ ખાવા સુદ્ધાં જડતું નથી. ત્હારો દેશ કયો? ત્હારો ધંધો શો? ત્હને માબાપ ભાઇભાંડુ વહુછોકરાં કંઇ છે કે નથી?" વગેરે. હરનારાયણ આવી વાત નીકળતી ત્યારે તેને બનતાં સુધી ઉડાવી દેતો. પોતાની મુસાફરીઓમાંના કોઈ ભેદભર્યા કે લાગણીઓને ઉશ્કેરે એવા પ્રસંગનું થોડું ઘણું બયાન કરીને છટકી જતો. પણ આ ફેરે તેનાથી એમ થઇ શક્યું નહીં. સાથીનો નિર્મળ ઉમળકો તેનાથી છંડાયો નહીં. તેને પોતા વિષેની વાત કરવી પડી. પિતામાતા, ગામ, ખેતી, ઢોર, અભ્યાસ, ઉત્સવો, મંદિરો આદિ પોતાના વતનની દિનચર્યાની અને પોતાના બચપણની કંઇકંઇ વિગત તેને કહેવી પડી.

પાછલી રાત્રિના ઉંડી વાસનાઓને પોષતાં વાતાવરણમાં એની આવી વાતથી એના છીછરા સાથીને તો ધીરેધીરે બગાસાં અને ઝોકાં આવવા લાગ્યાં; એટલે એ તેને નિદ્રાવશ કરીને નીકળ્યો. પણ દરમિયાન આ ઘણે કાળે જાગેલી સ્મૃતિઓથી એના પોતાના ઉપર જુદી જ અસર થઇ રહી. એના ઉંડામાં ઉંડા હૃદયતંતુઓ હાલી ઉઠયા, ઉઘડયા, સજીવન થયા, અને પોતાનો સુવાસ એના રોમેરોમમાં પ્રસારી રહ્યા. એનાં સ્નાયુમંડલ, રુધિરગ્રામ, પ્રાણનો ચરખો, સર્વ સતેજ થઇ ગયાં. સર્વે એકસંપ થઇ એને અમુક દિશામાં ઠેલવા લાગ્યાં. ઇંદ્રિયો આગળ પણ સ્વકીય દેશનાં ગામનાં અને ઘરનાં અનેકાઅનેક પ્રત્યક્ષો તરવરી રહ્યાં. થોડુંક ચાલે, થોડું દોડે, અને થોડે સુધી છલંગો ભરે, એ પ્રમાણે ચાલતો દોડતો ને નાચતો તે શહેર બ્હાર નીકળી ગયો, અને નદી-

કાંઠે એકાંત આરે જઈને બેઠો, ત્યાં સૂર્યોદય થયો. કઈક સાંભર્યું હોય તેમ એ ઉઠયો અને જલમાં પેસી સ્નાન કરીને જલમાં ઉભાઉભા જ અર્ધ્ય આપવા લાગ્યો, પછી ગાયત્રી-જપ પણ કર્યો. અને સવાહોઢ કલાક યાંગ્ટસી નદીનાં વ્હોળાં પાણીમાં રહ્યો તે દરમિયાન દૃઢ સંકલ્પ કરી લઈને નીકળ્યો, અને સીધો પોતાના મુકામ ઉપર આવીને ત્યાંથી તે જ દિવસે ઉપડી એક સરખો પંથ કરતો કરતો આજની સાંઝે હરનારાયણ પોતાના જ ગામના ઝાંપામાં બારતેર વર્ષે પાછો પેઠો.

૫

એ અરસામાં ગામમાં અને ગામના જીવનક્રમમાં નહીં જેવા જ ફેરફાર થયા હતા. આગગાડી ગિરણીઓ અને મોટાં નગરો હરનારાયણ ગામ છોડીને નીકળ્યો ત્યારે જેટલા ગાઉ આઘાં હતાં તેટલાં જ તે એ પાછો આવ્યો ત્યારે પણ હતાં. ગામની વસ્તીમાં, ખેડાણ ભોંયમાં, કે કુવાઓની સંખ્યામાં યે જીવ જેવો ફરક પડયો ન હતો, વગડો કઈક ઘટયો હતો અને ઢોરની સંખ્યા કઈક ઓછી થઇ હતી. મેળા અને ઉત્સવોનાં તેજ કઈક ઝાંખાં પડયાં હતાં, મંદિરોની કમાણી કઈક કમી થઈ હતી. બાવાઓ અને તેમની જમાતોની આવજા કઈક ઓસરી હતી. છોકરાઓ કઈક પાસેનાં નગરોમાંની ઈંગ્રેજી નિશાળોમાં વધારે જતા થયા હતા તો સંસ્કૃતના વિદ્યાર્થીઓ કઈક ઘટયા હતા, અને વિદેશી ઘડિયાળો છત્રીઓ પ્યાલારકાબી રમકડાં છરી અસ્ત્રા સોય કાતર અને ખનિજ તેલ (કેરોસીન) અને ખાસ કરીને કાપડનો વાપર કઈક વધ્યો હતો. સેંકડો વર્ષથી એકધારી જીવનપ્રણાળીને વળગી રહેલી વસતીમાં દાયકા દોઢ

દાયકામાં કંઈ પણ દીસી આવે એવા ફેરફાર શા થવાના હતા જે ?

હા, હરનારાયણના ગયા પછી ગામના કેટલાક પ્રતિષ્ઠિત અને વૃદ્ધ માણસોએ દેહ છોડયા હતા અને તેમાંના એનાં મોતથી ઉત્પન્ન થયેલાં પરિણામ હરનારાયણના હવે પછીના ભવમાં મહત્ત્વનાં નીવડયાં. એક તો ગામના પુરાણા અને ભવ્ય નિષ્કલંક મહાદેવના સ્થાનકના મહંત, જે આખા જિલ્લામાં અથવા કહો કે આખા દેશમાં પૂજ્ય મહાપુરુષ ગણાતા હતા, તેમણે પોતાની પાછળ પોતાનો કયો ચેલો ગાદીએ આવે તે જણાવ્યા વગર જ માયા સંકેલી લીધી હતી. આ બનાવ બનતાં સ્થાનકના બાવાઓએ પોતાનામાંથી જ એકને ગાદીએ બેસાડી દેવાની ખટપટ તો કરી, પરતુ ગાયના દેસાઇ, અગ્નિહોત્રી, ત્રવાડી દાદા, મોરાર શેઠ, જૈન ગોરજી, અને બીજા આગેવાન વડીલો વચ્ચમાં પડયા. તેઓએ આસપાસના પાંચસો ગાઉ સુધીના બધા મહન્તોને ન્હોતર્યા, અને એમને મધ્યસ્થ બનાવીને એક ઉગતી વયના પણ સુશીલ અને તેજસ્વી બાવાને જ ગાદી અપાવી. આમને સૌ છોટા-બાવા કહેવા લાગ્યા. તે હરનારાયણથી બાર ચૌદ માસ ન્હાના હશે અને આગળ જતાં બંને વચ્ચે પરિચય વધ્યો, અને એ હરનારાયણના પ્હેલી પંક્તિના શિષ્ય અને મિત્ર બની રહ્યા.

બીજું મોત કમુની અગિયાર બાર વર્ષની ઉમરે એના પિતાનું થયું હતું. કમુ બીચારી પોતાના ઘરમાં એકલી થઇ રહી. પણ એના માસા દવેજી વસ્તારી હતા તેમણે એને પોતાને ઘેર લઇ લીધી અને એની ચાર ખેતર ભોંય તેઓ સંભાળવા લાગ્યા. એ ખેતરો પણ એકજથે, કુવાવાળાં,

ગામની પાસે જ, અને કસદાર હતાં, એટલે આવી છોકરી કુદરતી રીતે જ વ્હેલી ઝડપાય. કમુના પિતા એને પરણાવવાના વિચારમાં જ હતા, ત્યાં એ તો ગયા. વરસ બે વરસ કોઈ બોલ્યું નહીં. પછી જે છોકરા સાથે કમુને પરણાવવા એના પિતાનો વિચાર હતો, તેને કમુના જ આગ્રહથી એના જેવડી એની માસીની છોકરી દેવાઇ, અને હવેજી અને તેમનો મોટો પુત્ર પોતાની તેમ કમુની એમ બેવડી જમીનને પ્હોંચી શકતા ન હતા, તેથી કમુનાં ખેતરોમાંથી બે એ છોકરાએ ખેડવાં એમ ઠર્યું. આ ગોઠવણ સૌને રુચી. કમુની જમીન બરાબર ખેડાવા લાગી, અને માસોમાસી તેમની પુત્રી તેમ જ તેનો વર કમુનાં ઓશિયાળાં થઇ રહ્યાં, કેમ કે કમુ એને પરણી હોત તો એની માસીઆઇ બ્હેનને પરગામ દેવી પડત, અને માસામાસીના હાથમાં એની જમીન કેળવવાનો લાભ રહેત જ નહીં. કમુને બદલે એની માસીઆઇ બ્હેન મોટી જ મળી અને ચારને બદલે બે જ ખેતર હાથમાં આવ્યાં, તેથી વેવાઈ પક્ષને કોઇ વાર ઓછું આવતું ખરું, પરંતુ તેઓ કુલીન અને સંતોષી હતા. કમુને ક્યાં દેવી, કેટલી મોટી થવા દેવી, એ ચિંતા એની માસીના મનમાં પ્રથમ તો બહુ ઘોળાતી, પરંતુ તે વૃદ્ધ થયાં હતાં, પરગામ દેવાના વિચાર માત્રથી કંપી ઉઠતાં હતાં, અને કમુના મીઠા શાંત અને મર્યાદશીલ સ્વભાવને લીધે ઇશ્વરનો પાડ માનતાં હતાં, કે એ જરા મોટી થઇ જાય તોપણ ગામમાં કે નાત-જાતમાં કોઇના ભાર નહીં જે એના વિષે વેણ સરખું ઉચ્ચારી શકે. આ પ્રમાણે કમુ પરણી નથી, કમુ રહી ગઇ છે, એ બીના ધીરેધીરે નવીમાંથી જૂની અને વિચિત્રમાંથી

સ્વીકૃત થઈ ગઈ, ગામલોકના ચર્ચાના વિષયોમાંથી ભૂલાઇ ગઈ, અને કુમુ–આપણી કુમળા–આજે એકવીશબાવીશની થઇ હશે, તેનો ગામમાં કોઇ કરતાં કોઇને ખયાલ સરખો રહ્યો નહીં.

૬

હરનારાયણને આમાંની કશી યે ખબર નથી. એ ચાલ્યો આવતો ચોગમ જોતો આવે છે તો પોતાનું ગામ તેને જેવું ને તેવું જ જણાય છે. જાણે પોતે સ્હવારે જ ગયો હોય અને સાંઝે પાછો ફરતો હોય એમ જ તેને લાગે છે. એથી ઉલટું પોતાનામાં એક ભવ ખરેખર પૂરો થયો હોય અને નવો ભવ, નવો જ અવતાર, શરુ થતો હોય એટલો બધો મહાભારત ફેરફાર તેને એકાએક જણાવા માંડે છે,–જે ફેરફાર લાંબા વખતથી થતો આવતો હતો તે જાણે સામટો અત્યારે જ થઇ જતો હોય એમ તે ધારે છે. પોતાનું તે કિશોર વયનું હૈયું એક વખતે આ સ્થલોમાં વિલસતું હતું, તે જાણે કયાંક રહી ગયું, તે હવે આ સ્થલો પણ પાછું મેળવી આપવા સમર્થ નથી, તે તો ગયું જ; અને બદલામાં આ આખી દુનિયા આથડેલા દુનિયાદારીના પાકટ માણસનું હૃદય જ મ્હારે છે, તે વડે જ મ્હારે ચલાવી લેવું પડશે, એવી એવી ગ્લાનિ તે ચાલ્યો આવે છે તેમ તેમ તેને ઘેરતી જાય છે. છેલ્લા-પાંચ છ દિવસ ઉપરાઉપર લાંબી મજલ કરેલી તેનો શારીરિક થાક પણ આ ગ્લાનિમાં કારણભૂત છે. અને પોતે કંઈ વસ્તુને અને જે કોઇ માણસને જુવે છે તે સર્વને ઓળખે છે, તે સર્વને પોતાનાં ગણે છે, તેમને મળવા માટે જ ધાઇ આવ્યો છે, ત્યારે

એમાંથી એકે એને પોતાનો ગણતું નથી, સૌ એને પારકો અજાણ્યો અને વિચિત્ર ગણે છે, તેથી એને લાગી આવે છે. અરેરે, અહીંથી જવામાં છેતરાયો, તેમ અહીં પાછો આવવામાં પણ શું છેતરાયો જ કે? આવા સ્પષ્ટાસ્પષ્ટ વિચાર-વમળોમાં ગુંચવાતો હરનારાયણ પોતાના આંગણામાં પેસે છે, અને ત્યાં એક બાજુએ ઉગેલા મોટા આંબાના થડને અડેલી ખિન્ન ચ્હેરે અદબ વાળીને ઉભો રહે છે. ત્યાંથી એનું આખું ઘર દેખાય છે. ઓટાવાળી પરસાળ, તેમાં એકહારે આવેલા ત્રણ ઓરડા, બારણાં જાળીઓમાંથી દેખાતો પાછલો વાડો, તેમાંના લીમડો સરગવો અને તુલસીક્યારા, ઓરડાઓ ઉપરની મેડી, તેના અર્ધ ભાગમાં છાપરાને બદલે લીમડા તળે આવી રહેલી અગાસી, અને સૌથી ઉંચે સંધ્યા-કાલનું ઘેરું થતું જતું આકાશઃ જાણે અજાણ્યો માણસ કોઇનું ઘર પ્હેલી વાર જોતો હોય, અથવા તો પોતે બીજા કોઇનું ઘર ધારીધારીને જોતો હોય, તેમ હરનારાયણ આ સઘળું જોયા કરે છે. પણ ખરું પૂછો તો એની આંખ એ-માંનું કશું જોતી નથી; બીજા જ વ્યાપારમાં પડી છે. આ આંખની કોરણમાં સમાઇ જાય એવડા તથાપિ આખી દુનિયા જેટલા વિશાળ સ્થાનની તસુ યે તસુ સાથે હરિ નામના એક રમતિયાળ અટકચાળા છોકરાની ઝિંદગીમાંના અનેકાનેક વૃત્તાન્ત ગુંથાએલા છે, અને એ વૃત્તાન્તોની અનન્ત પરમ્પરાનો સ્મૃતિપટ હરનારાયણના અંતરમાં કોઇએ ઉકેલ્યો છે, અને એની આંખો, ઉઘાડી છતાં બ્હારનું જોવાને બદલે અથવા તો બ્હારના પ્રત્યેક પ્રત્યક્ષની સાથેસાથે, આ સ્મૃતિપટનાં નાનાવિધ ચિત્રો જોવામાં જ લીન થઇ છે.

૭

આંબો એવડો હતો. પાસેપાસે ઉગેલાં બે ઝાડ થડમાંથી એક થઇ ગયાં હતાં એટલે ભોંય આગળ બે થડ વચ્ચે ત્રિકોણ બખોલ રહી હતી, જેમાં સંધ્યાકાળે ઘીનો દીવો પ્રકટાવવાનો રીવાજ હતો. ઘણી વાર આ દીવો હરિ જાતે કરતો. તુલસીકયારાના પાકા ઓટલા ઉપર પ્હેલો દીવો દેખાતાં આપણા મુસાફરને આ સાંભર્યું, અને એ બખોલ જોવાને ફર્યો. ત્યાં એની નજર પ્રથમ જે ભાગને અડેલીને એ ઉભો હતો તે ઉપર પડી, અને પળ બે પળ ત્યાંજ ચ્હોંટી ગઇ. રમતમાં ને રમતમાં હરિએ એક દિવસ ચપ્પુ વડે खन એ સંસ્કૃત શબ્દ થડ ઉપર કોતર્યો હતો. પછી ઝાડ વધતાં એ અક્ષરો પણ વધ્યા હતા અને વિકૃત થયા હતા; અને તે ઉપરની છાલમાં કેટલોક ભાગ થડથી ઉપસી આવેલો, તેમાં કઇંક હાથ જેવો આકાર પણ અત્યારે સંધ્યાકાળના ચમત્કારિક પ્રકાશમાં દેખાતો–કલ્પાતો હતો. એ છાલમય હાથની પ્હેલી આંગળીનો અગ્ર ભાગ ચળકતા ઠીજી ગયેલા ગુંદરનો બનેલો હતો, અને તેમાં નખની જગાએ એક મોટું મેલું બિંદુ પણ જામેલું હતું. આખી આંગળી નીચેની ભોંયને દર્શાવી રહેલી જણાતી હતી. હરનારાયણે મંદ હાસ્ય કર્યું અને બડબડચો; વાહ, વ્હેમી હઉં તો એમ જ ધારું કે જે ખજાનો મેળવવાને માટે હું દુનિયા ભટકયો, તે તો અહીં મ્હારા આંગણામાં જ દાટેલો છે! અથવા બચપણનાં નિરંકુશ સ્વપ્ન મોટપણે અડપલો વેશ સજીને આપણને હસે, એ પણ છેક અજુગતું કેમ કહેવાય!

## ૮

પણ એના વિચાર આથી આગળ ચાલ્યા નહીં; શાથી જે ઘરના વચલા બારણામાંથી એની માતા રુક્મિણી ઘીનો દીવો લઇને સામે આવી. ઉમરો ઓળંગતાં તેણે એને જોયો, જોતાં જ ઓળખ્યો, અને ઓળખતાં જ આનંદ અને આશ્ચર્યના વેગમાં ઘડીક ઘેલી જેવી થઇ ગઇ. "ઓ મ્હારા ભાઈ રે! આખરે તું આવ્યો ખરો! હું જાણતી'તી જ કે તું આવીશ, એક વાર તો આવીશ. પણ, બેટા, શો વધી ગયો! દેસાઈ તો કહેતા'તા તેં આખી દુનિયા માથે કરી! પણ, ભાઇ રે, આટઆટલાં વર્ષ! પ્હેલાં તો હું બેચાર વાસર વીતે ને ગામને ઝાંપે જઇને ઉભી રહું અને ત્હારી વાટ જોઉં, તે એમ જોતાં જોતાં મ્હારી આંખને યે ઝાંખ આવી! જુવાનીનો મદ સૌને હોય. નવું નવું જોવા જાણવામાં ચતુર માણસ ભૂલું યે પડી જાય. પણ આટલો નિર્દય! મા ઘર ગામ દેશ કંઈ સાંભર્યું જ નહીં!" વગેરે, વગેરે. ઓછાબોલી માતાની જીભ પણ અત્યારે ઉકલી, અને હરનારાયણ વચ્ચે કંઇ જવાબ દેતો તે સાંભળી ન સાંભળી એ બોલ્યે જ ગઇ, અને વળી એનો આનંદ માય નહીં તેમ એક જ દ્વારે પૂરો ઠલવાયે નહીં, તે રડવું હસવું અને મતિનું લગિર લગિર ખસવું ત્રણે રૂપમાં વ્હેતો ગયો. હરનારાયણે ધીરે ધીરે ધીરે એની ધડકતી છાતીને ઠામ આણી, એને ઘરમાં લીધી, અને પાણી માગ્યું. "હા, બેટા, લાંબો પંથ કરીને આવ્યો છે તે ભૂખ્યો પણ થયો હઇશ. ચાલ, રાંધણીમાં જ બેસ, હું કંઇક કરી આપું, અને આપણે વાતો કરિયે. કોણ જાણે, હું અંદર જાઉં અને તું પાછો જતો રહે, તો હું તો

ઉભી ને ઉભી જ ફાટી પડું!"–એમ કહીને હસી પડી. હરનારાયણ એની જોડે રાંધણીમાં જઇને બેઠો.

૯

થોડીવારમાં કોઇએ બારણું ઠોક્યું—"રુખીકાકી, ઉઘાડજો!"

હરનારાયણે ઉઘાડ્યું, અને કમળાની એક ન્હાની માસીઆઇ બ્હેન અંદર આવી. તેના હાથમાં જુવારનું એક ભરચક ડૂંડું હતું. રાંધણીમાં આવીને બેઠી એટલે તેણે હરનારાયણને વિવેક કર્યો, "અહો, ભાઇ, મ્હને તો ત્હમે સાંભરતા ય નથી. સારા તો છો?" પછી પોતે જે માટે આવી હતી તે કહેવા લાગી." જુવો, કાકી, આ ડૂંડું. હું અને કમુબ્હેન બેડાં ભરી આવ્યાં, ત્યાં મોટીના વર ખેતરેથી લાવ્યા, કમુબ્હેનના ઊજળિયા ખેતરની જાર. સૌ કહે છે પાંચ વર્ષમાં આવો ઉકલતો દાણો અને આવાં ભરાઉ ડૂંડાં દીઠાં નથી. વળી ગામમાં બીજી જારની કાપણીને હજી પાંચસાત દિવસની વાર હશે, ત્યાં આ તો પરમ દિવસે જ કરવી પડશે. મ્હારા બનેવી કહે 'આ તો વાનગી લાવ્યો છું તે કાલ સ્હવારે પોંકનો લાડૂ કરીશું,' અને મ્હને ને મ્હારા નાધડા ભાઇને કહે 'જમવા આવજો.' ત્યાં તો મ્હારી બા બોલી ઉઠી. 'એ ડૂંડાં તો કમુબ્હેનનો રાજભાગ તે અહીં મોકલો, અમે જ લાડૂ કરીશું. તમે સૌ અહીં જમજો. કાલે કમુબ્હેનની વરસગાંઠ છે.' મ્હારા બનેવી કહે, 'કમુબ્હેન વળી વરસગાંઠ ક્યારે કરવા દે છે?' પણ બાએ ન માન્યું. કમુબ્હેન બોલવા જતાં'તાં તેને ય દાબી દીધાં. બનેવી ગયા પછી કમુબ્હેન કહે, 'માસી, ત્હમે વળી આ શું લઇ બેઠાં?

મ્હારે કાલે બારસ છે. મ્હારી તે વરસગાંઠ શી? વળી ત્હમારાથી હવે બધું નીપજે નહીં, અને મ્હને કે મોટીને પોંકનો લાડૂ કરતાં બરાબર આવડતો નથી. ઉભા વરસમાં એક બે જ વાર કરવામાં આવે તે ક્યાંથી આવડે? તે છતાં ત્હમારે કરવો જ હોય તો કોઇને બોલાવો, તેની સાથે-સાથે સહુ કરવા લાગિયે.' કુસુમ્બ્હેન કહે 'મ્હને ન આવડે' એટલે અમે સૌ ન્હાનાંમોટાંએ એમના બોલને ઉધડો લીધો અને ધોંધાટ થઇ ગયો. તે સાંભળી ફળિયામાંથી બાપાએ સવાલ કર્યો. એટલે બા અને કુસુમ્બ્હેન એમની પાસે ગયાં, અને પછી બાપાએ મ્હને અહીં મોકલી, કે 'જા, ત્હમને અને હરિભાઇને કહી આવ કે હરિભાઇ બાર વર્ષે પાછા આવ્યા છે, તેથી આખું ગામ રાજી રાજી થઇ ગયું છે, પણ પ્હેલો હક્ક હમારો છે. માટે કાલે ત્હમારે અને હરિભાઇએ અહીં જમવાનું છે.' અને બાપા કહે, 'જો, હરિભાઇને કહેજે, વ્હેલા આવે. મીઠીકુઇનું મંડાણ ફરી ચણવા જેવું થયું છે, તો તે સમારતાં ધોરિયો છે તે જ કાયમ રાખિયે કે ફેરફાર કરતાં વધુ લાભ મળે એમ છે, તે બધું એમને દેખાડવું છે.' કાકી, પ્હોંકનો લાડૂ તો બા યે કહે છે આખા ગામમાં ત્હમારો જ વખણાય છે; લોકો માગી માગીને છેક શહેર સુધી લઇ જતાં, અને ત્યાંથી આગગાડીમાં દાબડા પરગામ પણ ચ્હડાવતા. હા, બાપાએ છેવટ કહ્યું છે જે 'આ વખતે જુદાઇ ન ગણશો.' 'ને જો ત્હને ચોકખો જવાબ ન આલે તો વ્હેલી પાછી વળ, એટલે હું અને ત્હારી બા બંને એમને ફરી કહેવા આવિયે.'—વાહ, કાકી, ત્હમારા આ શીરાથી તો આખી શેરી મ્હેકી ઉઠી ને શું!"

## ૧૦

ન્હાની લાંબુંલાંબું બોલતી હતી અને રુકિમણી શીરો શેકયે જતાં હતાં. એની વાત આગળ ચાલતાં તે પાછાં પોતાની ગંભીર પ્રકૃતિમાં સ્થિર થયાં હતાં. વચ્ચેવચ્ચે મોં ઉપર ચૂલાના ઉજાસમાં સ્મિત ચળકતું હતું, અને કઈંક સવાલ પૂછતાં એટલે ન્હાનીની વાત લંબાતી હતી. હરનારાયણ ભીંતે પણ અડેલ્યા વગર બેઠો હતો. ન્હાની ઓરડા વચ્ચે એની સામે પણ ચૂલા કને બેઠી હતી. શીરો શેકાઇ રહ્યો અને ન્હાનીની વાતે પૂરી થઇ, એટલે રુકિમણી કહે:

"લે, એકલી સુરમથી તો ઉલટું મોંમાં પાણી આવે; જરા ચાખી જો. આ નવી જારના દાણા મકાઇ હોય એમ મોંમાં ડબડબ ઓર્યે જા છ, તે બહુ ખાઇશ ને તો ચૂંક આવશે."

ન્હાની ગઈ એટલે રુકિમણી કહે, "ભાઇ, જોઇ આ છોકરી. તું ગયો ત્યારે વરસની ય ન્હોતી. કેવી ચકોર થઇ રહી છે. વાન જરા ભીનું છે, પણ બુદ્ધિમાં જાણે નરી કસુ જેવી. જરે જર વાત મોટું માણસ બોલતું હોય તેમ કેવી ગોઠવીને કહી ગઇ. ગુરુજી અજરામરના છોકરાને દેવાની છે, ને ચોમાસા પ્હેલાં પરણી પણ જાત, પણ ત્યાં અજરામર એકાએક માંદા પડયા અને ત્રણ દિવસમાં ગુજરી ગયા, એટલે હવે આ માગસરમાં પરણશે. કસુને હાથે કેળવાઇ છે તે સુશીલ પણ એવી જ છે."

## ૧૧

સૂર્યોદય પ્હેલાં જ હરનારાયણના નિશાળના અને રમતગમતના સાથીઓ ખેતરે જતાં જતાં ખબર કહાડવા

અને આટલાં બધાં વર્ષે પાછો આવ્યો તે હરખ કરવા ડોકિયાં કરવા લાગ્યા. બે ત્રણ જણ સાથે આવે, વારા ફરતા હાથ મેળવે કે ભેટે, અને બે વેણ કહી ફરી નીરાંતે મળવાનું કહેતાક ને ઉતાવળે પાછા વળે. કોઇ તેને ઘેર ન્હોતરે, તો કોઇ વાડીએ જરૂર આવવા માટે કહે. કોઇ-કોઇ બીજાના સંદેશા પણ લાવે કે આજે કામનો ભરાવ હોવાથી અંધારાના જ ખેતરે જઇયે છિયે, પણ પાછલે પ્હોરે જરૂર મળીશું. બે ઘડીમાં ચાળીશપચાશ માણસ આવી ગયું. વચ્ચે એક વાર એને આગલી સાંઝની પોતાની ગ્લાનિ સાંભરી, અને તે ક્ષણે ગામલોકને પોતે કેવો અન્યાય કરતો હતો, તે અત્યારે જોઇ શક્યો. એ પણ દરેકને એકબે સવાલ પૂછવા ચુકતો ન હતો, એટલે મોડી રાત સુધીની એની માતાની વાતો ઉપરથી તેમ અત્યારે આ મળવા આવતા લોકોના જવાબો વડે પોતાની ગેરહાજરીમાં બનેલી ઘણી-ખરી હકીકત એણે જાણી લીધી. પછી એ દવેને ત્યાં જવા નીકળે છે, ત્યાં દેસાઇનો વરતણિયો પરસાળનાં નેવાં લગી આવી મોટેથી બોલ્યો:

"રુખીબા છો કે? દેહાઇ કહે સે હરિભાઇને એક મોટું કામ આલવું છે, તે નમતે પ્હોરે હરિભાઇ મળહે ખરા ને?"

રુક્મિણી વલોણુ બંધ રાખી બારણામાંથી ડોકિયું કરી બોલ્યાં: "દેસાઇજીને ફાવતે વખતે હરિ જાતે ચોરે આવશે."

વરતણિયો કહે, "ના, બા; દેહાઈએ ચોકખું કીધું સે, આ દેહાઇ તરફની એકહત્થુ ભાળવણ નથી તો. સાર

જણની સોકડીએ કામ લેવાનું સે, હોવે, તે દેહાઇ ને બીજા ઘાં જ આવવાના."

રુક્મિણી રાશ મુકી બ્હાર વરતણિયાની પાસે આવી અને તેને ધીમે રહીને કહ્યું:

"અલ્યા ત્હારી વહુ આજે ભાત પ્હોંચાડવા ખેતરે જાય ત્યારે કહેજે, મ્હારી વાડીને રસ્તે જાય, અને સાથીને જરૂર જરૂર કહેતી જાય કે એ મોટા પાકાં પપૈયાં, ચાર છ કાચાં પોપૈયાં, પંદરવીસ સારાં સીતાફળ અને જે હોય તે લીંબુ અહીં વહેલો પ્હોંચાડે. સમજ્યો ને? ચોરે વાત ન કરતો."

"ના રે બા એ હું બોલ્યાં! હું ઓઠ ફફડાવતો નથ ને ભૂલું ય નો. તેથી જ ને મ્હને દેહાઈ દેહાણ એ ય સોગમ મોકલતાંની.

## ૧૨

બપોર થતાં પ્હેલાં હરનારાયણ, દવે, અને એમના પુત્રો મંડાણ અને ધોરિયા વિષેની ચર્ચાથી પરવારીને ઘેર આવવા નીકળતા હતા, ત્યાં હરનારાયણની નજર ધોરિયાના કુંડના એક ખુણામાં પડી. ત્યાં જે દીઠું તે એ લેવા જતો હતો ત્યાં દવેના સૌથી ન્હાના પુત્રે તે ઉપાડી લીધું, અને હાથેળીમાં મોકળું રાખી કહે, "હરિભાઇ, ત્હમારે આ જોઈયે છ? એ શું છે? કોઇ કોઇ વાર આ ધોળીકુઇના પાણીમાંથી આવું નીકળે છ ખરું."

હરનારાયણ એને પોતાની હાથેળીમાં રમાડતાં કહે, "જુવો, આ છીપ જેવું ચળકે છે, ને નીચલે પાસે છીપ જેવું ધોળું જ છે, પણ ઉપલે પાસે કઇક આસમાની રંગની

મેળવણીને લીધે મણિ જેવું લાગે છે. પાનના ઘાટનું છે અને બંને બાજુ ઉપલે છેડે જુદી પડી વાંક ખાઇ પ્હોળી થઇ છે, તેમાં બંને પાસે ત્રણ ત્રણ એકસરખાં ટપકાં છે. નીચલે છેડે બે ય બાજુ એકઠી થઇ અણીદાર ધાર દેખાય છે. જાણે બે પગ જોડેલા હોય એવો ઘાટ હોવાથી અને રંગ ઉપરથી આપણે એને નાગપગલું કહિયે છિયે. પણ આખો ડોળ પાન જેવો એટલે કે હૃદયના આકારનો છે તેથી હું એને હૃદયમણિ કહું છું. વળી જુઓ," એમ કહી હરનારાયણે નીચલી બાજુ ઉપર આણી, તો વચ્ચે એક સુંદર ચીપ દેખાઇ. હરનારાયણ કહે, "આ જુદી જડેલી નથી, પાનની વચલી નસના જેવો એ મૂળ માછલીના કલેવરનો જ ભાગ છે. એ એની કરોડ. અને જોયાં એમાં બે હારમાં ત્રણ ત્રણ ઝીણાં કાણાં છે?"

હવે કહે, "છીપ અને શંખલા તો દરિયાકાંઠે હોય, અહીં ક્યાંથી?"

હરનારાયણ કહે, "આનું પણ મૂળ સ્થાનક દરિયો જ, પણ પાણીનાં ઝરણ સાથે અહીં સુધી વહી આવ્યું."

૧૩

પછી તેઓ બીજી વાતે વળગ્યા અને ઘેર આવવા નીકળ્યા. હરનારાયણનું ચિત્ત એ વાતોમાં લાગ્યું નહીં. એ દેશવિદેશ જોવા તલપાપડ થઇ રહ્યો હતો, તેવામાં એક દિવસ આ ધોળીકુઇએ જ ન્હાવા આવેલો; કમુ પણ તે વખતે ત્યાં રમતીરસળતી આવી ચ્હડી હતી. બંનેએ બે કલાક વાડમાંથી ફુલો વીણવામાં અને બચપણના કલ્લોલમાં ગાળ્યા હતા. તે દિવસે પણ આવો જ એક હૃદયમણિ હરિને

જડયો હતો, અને એ છીપલાની બધી બનાવટ એણે અજબ થતાં થતાં જોઇ હતી અને કમુને પોતાના રસની ભાગિયણ બનાવી હતી. પછી કમુએ તે એની પાસેથી માગી લીધો હતો અને બોલી ગઇ હતી કે હું એમાં રંગ રંગનાં હીરની સાથે કસબના તાર ગંઠાવીશ અને નાગપગલું બનાવી ડોકમાં પ્હેરીશ. એ સર્વ હરનારાયણની સ્મૃતિમાં તરી આવ્યું. પોતે ન્હાયો હતો, ફુલ વીણ્યાં હતાં, બધો વખત અજબ આનંદ-કલ્લોલમાં વીત્યો હતો, અને આ છીપ જડી તે બેએ ધારી-ધારીને જોઇ હતી અને કમુને તેણે આપી હતી, એટલું તેને જાણે કાલ જ બન્યું હોય એવી સ્પષ્ટતાથી યાદ હતું. પણ કમુએ અને એણે શાશી વાતો કરી હતી, કુઇ આગળ તે વખતે બીજું કોણકોણ હતું, તે કઇ ઋતુનો દિવસ હતો, તેમણે કયાં કયાં ફુલ વીણ્યાં હતાં, વગેરે બીજી વિગતોમાંથી રજ પણ અત્યારે તેને યાદ આવતી ન હતી. સ્મૃતિભંડારની આવી વિચિત્રતાથી તે મુંઝાતો હતો, અને સંભાળી કહાડવા પ્રયત્ન કરતો હતો તેમાં ફાવતો ન હતો.

એટલામાં બાજુએથી બીજાં ખેતરોમાંથી ઘેર પાછા વળતાં માણસો મળવા લાગ્યાં, અને તેમાંના કોઇ ને કોઇ હરનારાયણને જોઇ હાથ મેળવવા અને આવકારના બે સખુન કહેવા આવવા લાગ્યા. હરનારાયણ પોતાના સાથીઓથી પાછળ પડી ગયો અને દવેના આંગણામાં એકલો જ પેઠો.

## ૧૪

દરવાજામાં આવે છે ત્યાં બાજુમાંજ કમળા છાપરી ઉપર સુકાવા નાખેલા પાપડ લઇ લેતી હતી. હરનારાયણનો પગરવ સાંભળતાં એ સામે ફરી, અને બંનેની આંખ મળે છે

ત્યાં હરનારાયણે એની છાતી ઉપર લટકતું અને ઝૂલતું પોતાના હૃદયમાં અત્યારે રમી રહ્યું હતું તેજ નાગપગલું દીઠું. હરનારાયણની હાથેળી ઉઘડી ગઇ. તેમાં શું છે તે જોવા કમળા વાંસની નીસરણીનું એક પગથિયું ઉતરી. જવાબ દેતો હોય તેમ હરનારાયણ એક ડગલું પાસે આવ્યો, અને એક હાથે પોતાના હૃદય તરફ આંગળી કરી છીપવાળી હાથેળી ઉંચી અને લાંબી ધરી રહ્યો. કમળાએ પાપડના ચોડા વાળો હાથ પોતાનાં નાગપગલાં તરફ ધર્યો અને બીજો હાથ લંબાવી હાથેળીમાંની છીપ ઉપાડી લીધી. બંનેના મુખ ઉપર સ્મિત હતું, બંનેનાં નેત્ર નાચતાં હતાં, અને કિશોરવયમાં અનુભવેલા ભાવની સ્મૃતિ સાથે હાલની વયને ઉચિત અન્યોન્ય પ્રેમદાન, અન્યોન્ય સર્વસ્વ સમર્પણનો ભાવ પણ ઝળકયો. ઉપરાંત હરનારાયણ પોતાની સ્વપ્નસૃષ્ટિનું દશ્ય પણ જોતો હતો, તેમાંનું કલ્પિત સંભાષણ સંભારતો હતો, અને વળી (આવી પલોમાં માનસિક વ્યાપાર એવા વીજળીવેગે અને અનેક ધારાએ ઉડી રહે છે કે) એવાં સંભાષણ અને ઉક્ત સ્વયંવર કરતાં અત્યારે આવી બનેલો આ મૂક ઉરસંયોગ એને વધારે કુદરતી અને પૂર્ણિમાની કૌમુદી જેવો સોળે કલા હૃદયંગમ લાગતો હતો. એ પરસાળમાં ચાલ્યો ગયો. કમળા પાપડની થોકડી લઇને રસોડામાં ચાલી ગઇ. એકે એક અક્ષર પણ બોલ્યું ન હતું. બંનેની દૃષ્ટાદૃષ્ટ પાઅર્ધી મિનિટ જ મળી હશે. અને તોપણ બંનેની ઉરગુહાઓમાંથી આખા શરીરયંત્રમાંથી અને મુખ ઉપરથી, આજની કે બેચાર દિવસમાસની જ નહીં પણ વર્ષોની ગ્લાનિ, કોણ જાણે કયાં સરી ગઇ, અને નવા અવતારનો નવો વેગવાન ઉમંગ ઉછળી રહ્યો.

## ૧૫

બૈરીઓ જમી રહેવા આવી ત્યાં રુક્મિણીએ વાત ઉચ્ચારી. "કમુ, વરસગાંઠને પર્વે જે કંઇ કરિયે તે એવડું કરિયે. આજે તુ પોંકનો લાડૂ કરતાં શીખી, તો બીજું પણ કંઈ શીખ."

કમળા કહે, "હાસ્તો, હું રોજ નવુંનવું શીખવા તૈયાર છું. પણ ત્હમારા શિવાય બીજું નવું શીખવનાર છે કોણ? બોલો, આજે ત્હમે નવું શીખવશો ?"

રુક્મિણી: "આ તો હરિભાઇ ઘણે દહાડે આવ્યા છે, તે હું એકબે કાચાપાકાં ફળનો રસ મેળવીને નવતર શરબત કરવાની છું. એને મળવા આવ્યા હશે તે પણ પીશે. બપોર થતાં તાપ તો જાણે અત્યારથી શરદ્ ઋતુનો પડે છે." દેસાઇ વગેરે આવવાના હતા, તે રુક્મિણીએ જાણીને ન કહ્યું. "ત્હારાથી હમણા જ અવાશે કે અહીંના કામકાજમાં ત્હારી જરૂર પડશે?"

મોટી કહે, "ના, ના, આજે હું અહીં છું ને, એટલે ભલે કમુબ્હેનને લઇ જાવ."

"તો વ્હેલી આવજે, બ્હેન, મ્હારે ઉતાવળ છે: લોકો આવવા માંડે તે પછી કશું બરાબર ન થઇ શકે."

## ૧૬

રુક્મિણી જવા ઉઠી ત્યાં દવેજીએ એને મેડે બોલાવી કમુની માસી પણ સાથે ઉપર ચ્હડી, અને તેણે જ વાત ઉપાડી. "જુઓ ને રુખીબ્હેન, ન્હાની રાતે ત્હમને કહેવા આવી હતી ત્યાં અમે જોશીને તેડયા, અને કમુની કુંડળી

એમના હાથમાં મુકી, એ કહે, ' મ્હારે નથી જોવી, મ્હને મોંએ છે.' અને કોરો કાગળ કહાડી અર્ધમાં કમુની કુંડળી લખી અને અર્ધમાં હરિભાઇની પણ લખી. અમે કોઇએ હરિભાઇનું કે બીજા કોઇનું ય નામ ઉચ્ચાર્યું ન હતું. એમણે પોતાની મેળે લખી. અને કહેવા લાગ્યા. ' જુવો, આ કન્યા, અને આ વર. ગ્રહ એવા સંપૂર્ણ મળેછે, કે કોઇ જોશીનો દીકરો બીજું કહે, તો માથું આપવા તૈયાર છું. હા, એક અવજોગ નડતો હતો, અને તેનું કંઇ પરાણે કર્યું હત તો રામ જાણે શું ને શું યે ઉથલપાથલ થઇ જાત, પણ તેની અવધ એની મેળે જ પૂરી થઇ ગઇ છે, અને આવતી કાલના સૂર્યનારાયણ હાથ ઉંચા ચ્હડતાં જ કમુબ્હેનને નવું વરસ અને નવી મહાદશા બેસે છે. તેના પગરણમાં જ આલગ્ન થઇ જવાં જોઇયે, અને જોડું પૂરેપૂરું સુખી અને મહાભાગ્યશાળી નીવડશે. દેસણનાં માન કમુબ્હેનનાં માન આગળ ઝાંખાં પડશે. આઘે આઘેની રાણીઓ અને બેગમોનાં એમને સહીપણા થશે. ફાવે તેને પૂછો. એ જ કન્યા અને એ જ વર; અને દેવ ઉઠતાં પ્હેલા લગનગાળામાં જ લગ્ન. હરિભાઇના જેવા પરાક્રમી ગ્રહ મેં તો મ્હારા જન્મારામાં ય જોયા નથી.' "

દવેની વહુએ જરા શ્વાસ ખાઇને પાછું બોલવા માંડયું. " જોશી આમ કહેતા હતા, ત્યારે મ્હારા મોટાને અચંબો થયો. એ કહે, ' એમ આટઆટલાં કુંડાળાં તે મોએ રહેતાં હશે? લાવો મેળવી જોઉં.' એણે કમુની કુંડળી સાથે નવી સરખાવી જોઇ, તો બા રજે રજ મળતી ! જોશી કહે, ' ભાઇ, એમાં કંઇ મોટી વાત નથી. એ તો અમારો રાત-

દિવસનો ધંધો પડયો, એટલે કોઇ પણ કુંડળી એક વાર આખું ચક્કર ફરીને બરાબર તપાસી લઇયે, એટલે મોંએ રહી જ જાય. અને આ બે કુંડળી તો અજબ છે. અક્ષૌહિણી સેનામાં જેમ મહારથિ ઢાંકયો ન રહે, તેમ આનું છે. અમારા શાસ્ત્રની ખરેખરી કસોટી આવી કુંડળીઓ છે. ત્હમે જ કહો ને આપણામાં બાવીશમું બેસતાં સુધી કુંવારી છોકરી કોઇ જાણે છે? સાંભળી પણ છે? ખોડવાળી કે છેક કંગાલ માબાપની હોય. અરે માબાપભાઈભાંડુ સમ ખાવાને કોઇ પણ ન હોય, તેવી યે વરસવંટોળ વ્હેલીમોડી પરણી જાય. કુમુબ્હેન સારુ તો બસો ગાઉ આઘેથી સામાં માગાં આવતાં, પણ ત્હમને એને પરદેશ નાખવાનું ન રુચ્યું. તે નજ રુચ્યું. વળી હરિભાઇના ગ્રહ જુવો. એક પાઇ વગરનો ગામડિયો છોકરો તેરમા વરસમાં એકાએક ચાલી નીકળે તે આખી દુનિયા ફરી વળે; જ્યાં જ્યાં જાય ત્યા એનો સમાસ થઇ જ જાય અને જરા આંચ ન આવે; કંઇ પણ પાપમાં આફતમાં કુસંગતમાં ફસાય જ નહીં; કોઇ જાતનો લોભ ન લાગે; મોહમાં પણ ન પડે; જ્યાં જાય ત્યાં નવું નવું શીખે, જશ જ મેળવે, વધારે પરિપક્વ થતો આવે, અને તેર વર્ષે પાછો સ્વેચ્છાએ જ અણિશુદ્ધ અણધાર્યો વતનમાં આવીને ઉભો રહે: આનું નામ જ ગ્રહલીલાનો ચમત્કાર, કેમ કે લાખોમાં પણ એવો એક દાખલો શોધ્યો જડે એમ નથી. પણ શું કરિયે, ઝમાનો નાસ્તિક થતો જાય છે, જ્યોતિષમાંથી શ્રદ્ધા ઘટવા લાગી છે, અને છોકરાઓને શહેરમાં એકલા રેઢા રાખીને એબીસીડી ભણાવ્યા વગર બીજો રસ્તો દેખાતો નથી.''

વળી દવેની વહુએ જરા શ્વાસ ખાધો અને આખો ચક્રાવો ખુંદી વળીને મધ્યબિંદુએ આવ્યાં: "જોશીજી ગયા ત્યારથી જ મ્હને તો ક્યારે ત્હમને કહું એમ થઇ રહ્યું છે. તો, બોલો, રુક્મિણીબ્હેન કમુની બાને ને ત્હમારે તો બ્હેનપણાં હતાં. ત્હમે હા ભણો એટલી જ વાર છે."

૧૭

રુક્મિણી કહે: "કમળા જેવું રત્ન, અને દવેજી ત્હમારા જેવાં ઘર સાથે સંબંધ જેને મળે તે પૂરેપૂરાં ભાગ્યશાળી. જોશીજી કહે છે તે પણ સાચુંજ હોવું જોઈયે, અને બ્હેનપણાંની વાત તો સાચી છે જ. પણ, દવેજી, એ સૌ કરતાં પ્હેલું એ બે જણનું મન વર્ત્તવું જોઇએ. બેય એટલાં મોટાં થયાં છે, અને એવાં સમઝુ છે, કે આપણો વડીલધર્મ કેવળ એમને એમની દિલની નાડીને અનુસરવા દેવામાં સમાપ્ત થાય છે. હરિભાઇ રાજી અને કમળા રાજી, તો બેયનાં માતાપિતાએ રાજી, અને નથી મેળવવા ગ્રહ અને નથી જોવાં મુહૂર્ત્ત. તેર તેર વર્ષ એકલાં નોંધારાં કેમ ગયાં હશે તે ન્હાનાં છોકરાં ન સમઝે; અને, દવેજી, ભાભીજી, ત્હમારા ભર્યા સંસારમાં મ્હારા જેવી એકલ જાતને શું શું વીત્યું હશે તેનો ખયાલ ત્હમને યે બરાબર ન જ આવે. ભલા ભગવાન, પાડ ત્હારો, કે એ દહાડા વીત્યા અને હજી જીવું છું. હરિભાઇ પરણે એ તો, ભાઇરે, મ્હારે સોનાના સુરજ ઉગે. એમાં મ્હને આગ્રહ કરવાનું હોય જ નહીં. પણ હા, હરિભાઇનું અને કમળાનું વળણ જાણવું જોઇએ."

દવે કહે: "કમળાના વળણ માટે હું ખાતરી આપું. હરિભાઇનું ત્હમે જાણી લ્યો."

રુક્મિણી કહે, "એ વાત સત્તર આના," અને ઉઠી નીચે ઉતરી.

૧૮

કમળા તૈયાર જ ઉભી હતી. સાથે ન્હાની પણ હતી. એને જોઇ રુક્મિણી કહે, "હા, બ્હેન, શરબત સૌને પિરસવા માટે ત્હારું તો ખાસ કામ પડશે. જા, ત્હારી બાની રજા લઇ લે."

રસ્તે ચાલતાં રુક્મિણી કહે, "કમુ હું સીડી ઉતરી ત્યાં તું એ શું જો જો કરતી હતી?"

કમળાએ ચોળીમાંથી કહાડી દેખાડયું.

રુક્મિણી (લઈને): "વાહ, શું સુંદર છે! એ શું છે?"

કમળા આજે ઉલ્લાસમાં હતી: "એનાં તો ત્રણ ત્રણ નામ છે: એક–છીપ, બીજું–નાગપલું; ત્રીજું–ઉરમણિ."

"છીપ અને નાગપગલું તો બરાબર; પણ ઉરમણિ કેમ?"

"એ ત્રીજું નામ સૌથી સરસ."

"એ નામ કોણે પાડયું?"

કમળા નીચું જોઈ રહી. એની આંખની દિશામાં રુક્મિણીની પણ ગઈ, એટલે એમણે છાતી ઉપર લટકતો ઉરમણિ પણ દીઠો, અને બોલ્યાં: "અહો, બ્હેન, આ બે તો એક જ લાગે છે ને શું!"

કમળા બોલી ઉઠી, "માટે જ હું સરખાવ સરખાવ કરી રહી છું, કે એમાં કશો યે ફેર જડે છે કે નહીં."

રુક્મિણી: "કેમ, બંને ત્હારાં જ છે ને?"

"હા, પણ આ છૂટ્ટું છે તે તો આજે…" બોલવા માંડયું તો ખરું, પણ અધવચ જ કમળાની જીભ હારી ગઈ અને એ ફરીને નીચું ધાલી ગઈ.

પરંતુ જેટલું એનો ઉલ્લાસ વગર વિચારે લવી ગયો, તેટલું પણ રુકિમણી જેવીને માટે બસ હતું. તેણે પોતાના સવાલોને જરા લાંબી સુરંગે ચલાવ્યા. "છૂટ્ટું છે તે આજે જ મળ્યું; ને ડોકમાં નાગપગલું કરીને ઘાલ્યું છે તે તો જૂનું છે. વારુ, આજે ત્હને કયાંથી મળ્યું ?"

કંઈક જવાબ દેવો જ પડશે એમ જાણીને ગાલે શેરડા પડતા હતા તે પડવા દઈ ને પણ કમળાએ ઉંચું જોયું, અને બુદ્ધિ દોડાવી વડીલ જેવાંને બીજે જ ચીલે ચ્હડાવી દેવાના આશયથી બોલી: "જૂનું જ્યાંથી મળ્યું હતું ત્યાંથીજ."

"એટલે ?"

"મ્હારી ધોળીકુઈના ધોરિયાના કુંડમાંથી."

તથાપિ કમળા તો ઉલટી ફસીજ પડી. કેમ કે ત્યાંતો પાછળ ન્હાની આવી પ્હોંચી હતી, અને એણે છેલ્લા શબ્દો સાંભળ્યા હતા, એટલે એ સરલ બાળા બધું લવી ગઈ. "હા, કાકી, કમુબ્હેને પ્હેર્યું છે તેવું જ બીજું નાગ-પગલું, નાધડો કહેતો હતો, આજ સ્હવારે હરિભાઈ ને જડયું, અને એમણે તેનાં કેવાં કેવાં યે આખ્યાન ગાયાં, ત્રણ ત્રણ તો નામ કહ્યાં—જાણે, નરી કવિતા !"

કમળાથી સ્હેવાયું નહીં. એ કહે, "રુખીબા, હું ન આવું તો ? આ ન્હાની બોલકણી છે તેવી જ ચકોર છે; એનાથી જ ચલાવી લ્યો ને !"

રુક્મિણી હસી પડયાં. એ કહે, " ન્હાની, અવળ વાણી એટલે શું તે ખબર છે?"

ન્હાની ડોક ધુણાવે છે.

"લે કહું. હૈયું ઇચ્છે તેનાથી ઉલટું ઓઠ બોલે, એનું નામ અવળ વાણી."

" એ તો, કાકી, કપટ."

" હા, ન્હાની. પણ બોલનાર પોતે ચાહીને કપટ કરતું હોય તો જ તેને દોષ બેસે. કામણગારો કામદેવ જ્યારે અવળ વાણી બોલાવે છે, ત્યારે એ કંઈ દોષ નહીં, પણ ઉલટું વાણી અને હૃદય બંનેનું ભૂષણ."

૧૯

ત્રણ સાડાત્રણ વાગે હરનારાયણ પોતાના દરવાજા બ્હાર રસ્તા ઉપર જોતો હતો. ત્યાં આઘેથી ત્રણ જણ આવતા જણાયા. સૌથી આગળ દેસાઈ હતા. પેંટની પાઘડીની આસપાસ અત્યારે તડકાને લીધે ગડીબંધ નાગપુરી ખેસ વીંટી લીધો હતો. જામદાનીનો અંગરખો અને અમદાવાદી રેશમી કોરનું ધોતિયું પ્હેર્યાં હતાં. ગળે રુદ્રાક્ષ અને મોતીની ત્રણ સરી માળા હતી. આંગળીએ હીરાજડિત વીંટી હતી. અને હાથમાં મથાળે રૂપાના નકસીદાર ત્રિશૂળ વાળી સીસમની લાકડી હતી. એ લાકડી આખું ગામ જાણતું કે છેડે ત્રાંબાની ત્રણ આંગળની પટી વાળી હતી, જેમાં ઉંચી થાય અને આગળ આવે એવી ડેશ સાથે ખુડી જેવી આર પણ બેસાડેલી હતી; એટલે દેસાઈ પોતાની ફુલ જેવી હલકી દમણીને એમના લાડકો અને માનકો એ નામના પાણીપંથા ગેણિયા જોડીને હાંકતા, ત્યારે એ એમની ગેડી પરો-

ણીની ગરજ પણ સારતી. દેસાઈ કદાવર હતા એટલે સ્થૂલ ન્હોતા લાગતા. અને જુવાનીમાં શરીર કસેલું હોવાથી આજે થોભિયામાં છેડે પાકટ વાળ દેખાતા હતા તો પણ આંખ ભરજુવાનીના જેવી જ ચપળ અને તેજસ્વી હતી. ભરાઉ ભ્રમર વચ્ચે ભસ્મની એક આડ કરતા, અને ઉપર કપાળ દીપી રહેતું.

નવા મહન્ત શિવાનન્દજી મોટાબાવા અને કાપડિયા મોરાર શેઠ દેસાઇથી બે કદમ પાછળ ચાલ્યા આવતા હતા. મોરાર શેઠ ઘરડા હતા. એમના એક છોકરાની દુકાન કરાંચીમાં હતી અને બીજાની રંગૂનમાં હતી. બીજા બે હજી ભણતા હતા. આ ગામની બજાર એમને વશ હતી એટલું જ નહીં પણ આસપાસના વીશપચીશ ગામમાં પણ મોદી આદિ દુકાનદાર કે કોઇ પણ જાતના કારીગરને ધંધાને અંગે બસો પાંચસો રૂપિયા સુધી જોઈતા હોય, તો તે ત્રણ માસની મુદ્દતે, માસિક ટકો કાપીને, માત્ર જીભના બંધનથી આપતા; અને એ પ્રમાણે સેંકડો કુટુંબોની શાખ એમણે ખરી ભીડના વખતમાં ટકાવી રાખી હતી. કોઇ નબળા ખેડુતને કોઈવાર સરકાર ભરણાનો હફતો ભરવામાં મુસ્કેલી પડતી, તો તેને, વગર વ્યાજે અને ઉપલક, ખૂટતી રકમ ધીરતા. આ ગામમાં એટલું જ નહીં પણ આ જિલ્લામાં મારવાડી અને અફઘાન ધીરધારનું બહુ જોર ન હતું, તેનું મુખ્ય કારણ મોરાર શેઠની આવી આવી પ્રણાળિકાઓ હતી. જાતે નિરભિમાની અને હસમુખા હતા, અને સૌ સાથે નમનતાઇથી ચાલવામાં ખરી કુલીનતા માનતા. કુટુંબ બ્હોળું એટલે કોઇક જ વર્ષ એમને ત્યાં કંઇ ને કંઇ પ્રસંગ વગરનું જતું. અને ન્હાનામોટા સર્વ

પ્રસંગે ગરીબગુરબાં જે આવે તેને ચાર દિવસ અને આખા ગામને એકવાર સારી રીતે જમાડતા. મોરાર શેઠનો પ્હેરવેશ એક સાધારણ સ્થિતિના વાણિયા જેવો જ હતો.

શિવાનન્દજી ઉર્ફે છોટાબાવા ગાદીએ આવ્યા પછી પાંચમે વર્ષે મોટો દુકાળ પડયો હતો, ત્યારે એમણે મંદિરમાં સો સો કળશી દાણાની પંદર ખાણો હતી તે તમામ ખાલી કરીને પંચકોશી અંદરનાં દુકાળિયાંને ચાર સાડાચાર મહિના સુધી દાણો પૂરો પાડયો હતો. વળી પોતાના બાવાઓને સ્વયંસેવકો બનાવી દવાઓ અને કપડાંનાં ઉધરાણાં કરી, તે જિલ્લામાં જ્યાંજ્યાં જેનેજેને જેવી જરૂર ત્યાં ત્યાં તેનેતેને તે તે વખતસર પ્હોંચાડવા માટે રાતદિવસ દોડતી ટપાલ ગોઠવી રાખીને અથાક મેહનત લીધી હતી. આ બાવાઓ જેવા સસ્તા મેહનતુ અને વિશ્વાસુ સ્વયંસેવકો દુનિયામાં દુર્લભ, એમ પ્રાન્તના કમિશનરે પોતાના સરકારી અહેવાલમાં સ્વીકાર્યું હતું, અને શિવાનન્દજીને સોનાનો ચાંદ આપવા સરકારને ભલામણ કરી હતી; પણ તે વિચાર પછી એના પોતાના આગ્રહને માન આપીને માંડી વાળ્યો હતો. છોટાબાવા પોતાની જટાની ટોચમાં એક ન્હાનું બાણ રાખતા, અને સૌ પોતાને નમતું તે એને નમે છે એમ માનતા તથા સૌને આશીર્વાદ આપતા. તે પણ એના વતી આપતા. જમણે હાથે પ્હોંચી પ્હેરતા તેમાં પણ એક સ્ફટિકનું બાણ પોતાના ગુરુજીની જટાની એક લટમાં ગાંઠેલું હતું. ડાબે પગે મલ્લોના જેવું પોલાદનો ગજ વાળીને બનાવેલું કડું પ્હેરતા, અને વસ્ત્રમાં કચ્છ અને બંડી ઉપરાંત મંદિરની બ્હાર નીકળવું હોય ત્યારે એક કાશ્મીરી ઝભ્ભો પ્હેરી લેતા.

દેસાઇ લાકડી રાખતા હતા ખરા પણ ચાલવામાં ગામનું કોઇ કરતાં કોઇ એમની હારે ચાલવાની હિંમત કરતું જ નહીં, સૌ કોઇ એમની સાથે ચાલવાની પાળી આવતાં ચાર કદમ આગળ કે બે કદમ પાછળ જ ચાલતું, તેથી કરીને દેસાઇને પોતાના હાથમાંની ગેડી ચાલતાંચાલતાં ચારે આંગળીઓમાં ફેરવવાની ટેવ પડી હતી. અને એમનો હાથ પણ કોણ જાણે કયા લયના તાલમાં ઉંચો નીચો થતો, એટલે એમની લાકડી એમની આગળ આગળ એમના માથાથી આશરે અર્ધ હાથ ઉંચાઇથી માંડીને એમની છાતી કે પાંસળી સુધીની હવામાં કંઇ કંઈ જંત્રજાદુની સાધના કરતી હોય એમ વિચિત્ર આકૃતિઓ પાડતી. સામે કોઇ આવતું અને દેસાઇને બાજુ ઉપર રહી નીચું નમીને બે હાથે સલામ ભરતું, ત્યારે દેસાઈ પણ તેની સામે સહજ થોભી વિનયના એક બે સવાલ કરતા, અને એમની લાકડી એટલો જ વખત જમીનનો સ્પર્શ પામતી, પણ દેસાઇ પાછા ચાલવું શરુ કરતા એટલે એ લાકડી-ગેડીનો હવામાં આકૃતિઓ દોરવાનો જાદુઇ ધંધો પણ પાછો શરુ થતો.

દેસાઇ, બાવાજી, અને શેઠ નજીક આવતાં હરનારાયણને પ્રથમ દૃષ્ટિપાતે આ સર્વ જોતાં લાગ્યું પણ, કે આ પોતે ઘેર પાછો ફર્યો તેના ચોવીશ કલાકની અંદર, એની કલ્પના સૃષ્ટિના મહાપુરુષો જ, તેને કોઇ પ્રગલ્ભ પયગામથી તર કરવાને, અથવા તો કર્તવ્ય માત્રની ચાવી જેવા કોઇ મંત્રજંત્રની તેને દીક્ષા આપવાને માટે જ, તેની તરફ આવી રહ્યા છે. અને એવા તરંગથી ઘડીક તો એના મુખ ઉપર સ્મિત પણ ફરક્યું. એ તેમને પોતાની પરસાળમાં પૂરા વિવે-

કથી લઈ આવ્યો અને ત્યાં ઓટા ઉપર ગાદીતકિયાની બેઠક કરી રાખેલી હતી, તે ઉપર ત્રણેને યથાયોગ્ય આસન આપીને પોતે સામે ઉભો રહ્યો.

## ૨૦

મોરાર શેઠ બોલ્યા, "હરિભાઇ, ત્હમે અહીં મ્હારી જોડે નહીં બેસો તો હું પણ ત્હમારી જોડે ઉભો રહીશ." પછી દેસાઇને કહે, "દેસાઇજી, આજે હજી હરિભાઇને મળવા ગામલોક ઘણું આવશે, એટલે એમણે સામે ભોંય પર જાજમની બેઠક પણ રાખી છે, તે એમની ગોઠવણ છે તો ઉત્તમ; પણ વરતણિયો દરવાજે બેઠો છે, અને આપણા ગામના લોક મૂર્ખ નથી, એટલે આપનું કામ ચાલે છે ત્યાં સુધી કોઇ ફરકશેજ નહી; માટે હરિભાઈ, આવો, હવે ત્હમે બાળક નથી."

છોટાબાવા કહેઃ "મોરાર શેઠ આપણા સૌના વડીલ છે. ત્હમે, હરિભાઇ, આવો અહીં." હરિભાઇને પણ એ વધારે યોગ્ય લાગ્યું. તેણે ઓટાની કોરણે બાવાજી પાસે જરા બેઠા જેવો દેખાવ કર્યો, એટલે દેસાઇએ વાત ઉપાડી.

"જુવો, હરિભાઇ, અમે ત્રણ છિયે તો ગામડિયા, પણ મ્હારે આપણા દેશમાં ઘણાં ખાનદાનો સાથે અને ઇલાકામાં ઘણા અમલદારો સાથે સંબંધ છે, તો મોરાર શેઠ વેપારી દુનિયામાં અને બાવાજી ધર્મિષ્ઠ લોકોમાં ખરેખરા મહાત્મા ગણાય છે. અને અમ ત્રણ બંધુઓની પાસે વખત બેવખત ધરતીના છેડા સુધીની વાતો ચાલી આવે છે. ત્હમે અહીંથી તેર વર્ષ ગેરહાજર રહ્યા, અહીંથી નીકળ્યા પછી થોડા મહિનામાં જ ત્હમે હિંદુસ્થાન પણ

છોડયું અને અલોપ થઇ ગયા. પણ આ લાંબા ગાળામાં ચાર મહિના પણ લાગટ એવા ગયા નથી કે તે દરમિયાન ત્હમારી ખુશખો અહીં સુધી પ્હોંચી નહોય. ત્હમને, બેશક, એમાંની કશી ખબર નથી. પણ ગામમાં જિલ્લામાં, અરે આખા પ્રાંતમાં સૌ ત્હમારી સાહસિક મુસાફરીઓથી વાકેફ છિયે, અને ત્હમારાં એકએ પરાક્રમ તો આખાદેશના વર્તમાન-પત્રોમાં છપાઇ જગજાહેર થયાં છે. આ ત્હમારી ઉજ્જવલ કીર્તિ ત્હમારે મોંએ જ કહી સંભળાવવાની જરૂર નથી. માટે આજ અમે અહીં શા કામે આવ્યા છિયે તેજ હવે કહું છું.

"જુવો આપણા ગામમાંથી—નો છોકરો વકીલ થયો છે, અને શહેરમાં વકીલાત કરે છે. ગામલોક કામ પ્રસંગે શહેરમાં જાય ત્યારે એને ત્યાં જાય છે અને પોતાનાં સુખ દુઃખની એ વાતો કરે છે, અને સલાહ લે છે. એ કુદરતી છે. પણ અહીંના ઠરેલ માણસ એવા પ્રસંગમાં સલાહ આપિયે તે કરતાં શહેરના માણસો અને વકીલો તથા વિલાયતી ભણેલાઓ જુદી સલાહ આપે છે. અહીં આપણે દરેક માણસને પોતાનું થોડું ઘણું જતું કરીને પણ સામા માણસને સલુકાઇથી મનાવી લેવાની જ સલાહ આપીશું; ત્યારે શહેરના લોક અને ખાસ કરીને વકીલો દરેકને પોતાના હક્ક કે માની લીધેલા હક્કને હરેક પ્રકારે વળગી રહેવાની જ સલાહ આપશે.

"આ આપણા મોરાર શેઠનો જ દાખલો. કોઇ મહિને એ આસામી તો કોઇ મહિને વીશ એમનો વાયદો બીચારા ચૂકે છે, તે વખતે એમના જ છોકરા અધીર થાય છે, અને દબાણ કરવાની અને કોરટે ચ્હડવાની ઇચ્છા કરે છે. મોરાર શેઠને ધન્ય છે જે આજની ઘડી સુધી એમણે

પોતાની રહેણી ફેરવી નથી, અને મોડુંવ્હેલું સૌ એમનું લ્હેણું ભરી પણ જાય છે. પરંતુ, હવે જોવાનું એ છે જે આમ ને આમ માત્ર શરમાધરમીનો વ્યવહાર બીજા કેટલા વખત સુધી નિભાવી શકીશું. ઝમાનો બદલાતો જાય છે. સોના રૂપાની લગડીઓના મૂલ્યમાં પણ ઉથલપાથલ થાય છે, ત્યાં લોકનાં ભેળસેળિયાં ઘરેણાને તો કોઇ ઘરેણે રાખે જ શેનું! વખત બહુ બારીક આવે છે. એક છોકરો વકીલ થયો છે, અને બીજા ચાર લગભગ પ્હોંચ્યા છે. બીજા પણ ભણે છે. એ તરફ વળણ વધતું જાય છે તે પણ એકંદરે ખોટું કેમ કહેવાય? પણ બધાંભણેલા કઇ ખાનદાન, લાંબી દૃષ્ટિવાળા, અને પોતાની તેમ બીજાની વૃત્તિઓને દાબમાં રાખી શકે એવા નીપજે નહીં. માટે આ કાળ જ ફરતો આવે છે, તેમાં એ ફેરફારોનો લાભ જ ગામલોકને મળે અને ગેરલાભોમાંથી તેઓનું રક્ષણ થઈ શકે, એવી કંઈ યોજના કરવાનું આજ વર્ષોથી મ્હારા મનમાં ઘોળાયા કરે છે. આ વિષે મેં અમલદારવર્ગ સાથે પણ પુષ્કળ ચર્ચા કરી છે. અને હવે ત્હમે અહીં આવ્યા છો, અને કાયમ અહીં આ ગામ અને આ ખેતીને વળગીને જ રહેશો એવી અમને સૌને ઉમેદ છે; તો હું, મોરાર શેઠ, છોટાબાવા અને હરિભાઇ ત્હમે, એમ ચાર મળીને ધારિયે તો એક યોજના પાર ઉતર્યા વગર ન રહે, એમ મ્હને તો લાગે છે. બોલો હવે, મોરાર શેઠ, ત્હમે."

મોરાર શેઠ કહે, "દેસાઇએ આખી દીપમાળ તૈયાર કરી આપી, હવે મ્હારે તો તેને માત્ર પ્રકટાવવાની છે. હું રોજ પ્રમાણે સાંઝે મહાદેવજીનાં દર્શન કરવા ગયો હતો,

અને પછી બાવાજીના સત્સંગમાં બેઠો હતો. ત્યાં પ્રથમ તો, હરિભાઇ, ત્હમે આવ્યા છો એ વાત આવી. અને પછી આરતી શરુ થતાં જ દેસાઇ પોતાની ચાર ગાઉ પર નદી કાંઠે આંબાવાડી છે ત્યાંથી આવી પ્હોંચ્યા. એમણે જાણ્યું જે ત્હમે આવ્યા છો, એટલે બાવાજીને અને મ્હને પોતાની દમણીમાં લઇ લીધા, અને રાતે બધી વાત નક્કી કરી. એમનો વિચાર એ છે કે આપણે ચાર મળીને આ ગામ માટે કાયમના પંચ થઇયે, સરકારમાં આપણું ચારનું બનેલું મંડળ ગામના કાયમના લવાદ (arbitrator આર્બિટ્રેટર) અને શાસક (magistrate મેજિસ્ટ્રેટ) તરીકે નોંધાય, અને પછી ગામલોકના જે કંઇ વાંધા ઉઠે, અગર જે કંઇ સાધારણ ગુનાહ બને, તે સૌની રાજી ખુશીથી આપણી આગળ આવે, અને આપણે તેનો જાહેર અને રીતસર નિકાલ કરિયે. ગામલોકને ખરી દાદ અને ખરો ન્યાય મળે, અને ખર્ચ કે હેરાનગતિ મુદ્દલ નહીં. એવી એમની યોજના છે."

છોટાબાવા કહે, "અમલદારો બૂમ પાડે છે કે ગામલોક શહેરમાં જુબાની આપતાં હડહડતું જૂઠું બોલે છે અને સત્ય પરખાતું નથી, તેમ ન્યાય થઇ શકતો નથી. પણ અહીં આગળજ તપાસ થાય, અને સાક્ષીઓ લેવાય, અને મોરાર શેઠ બેઠેલા હોય તો કોઇ વેપારી કે કારીગરની મગદૂર નથી કે એમની સમક્ષ ખોટાં સોગન લે; તેમ ગુરુ પ્રતાપે ભરવાડ વાઘરી ભીલ કોળી દુબળા ઢેઢ આદિ હલકા લોકમાં મહાદેવજીની આણ પૂરેપૂરી વર્ત્તે છે; અને ગામના બ્રાહ્મણ આદિ ઉજળા લોક દેસાઇ કુટુંબની આજ કેટલી પેઢીથી આમન્યા પાળે છે તે જાણીતું છે."

દેસાઇ કહે: "બાવાજી, બીજું પણ જુવો. હરિભાઇની ખાસ જરૂર એટલા માટે છે કે ધારો કે આપણા આગળ તકરાર આવી ત્યારે પક્ષકારો પોતપોતાના વકીલોને લાવે. એ નવી વિદ્યામાં બારીકીઓ અને ગલીકુંચીઓમાં આપણા ત્રણમાંથી એકેને પૂરી ગમ નહીં, અને ગુંચવાઇ જઇયે; ત્યારે આપણો હરિભાઇ તો મોટા બારિસ્ટરોને પણ પ્હોંચી વળે. બીજું: અમલદારો આપણી સાથે માયા રાખે છે, અને આપણું માને છે એ ખરું, પણ હરિભાઇ એમને જેટલો સંતોષ આપી શકે તેટલું આપણાથી ન બને. ત્રીજું કોઇ ઉંચ વર્ણનાને નીચ વર્ણના જોડે વાંધો પડે, તો ત્હમે બાવાજી નીચનું તાણશો, અમે અમારી જાતનાનું તાણિયે, એમજ દુનિયા માની લે. વળી મોરાર શેઠ પોતે પક્ષકાર કે સાક્ષી હોય એવી ઘણી તકરારો આવવાની. ટુંકામાં લવાદ અને શાસકની ખુરસીને ખરેખર શોભાવવાને માટે તો એવું મંડળ જોઇયે, કે તેની કાબેલિયત મધ્યસ્થતા અને ધર્મપરાયણતા વિષે વ્હેમ સરખો ઉઠવા ન પામે. માટે ચોથો માણસ જોઇયે, અને તે પણ જેવોતેવો નહીં; આપણ કોઇથી કે આપણ ત્રણેથી પણ દબાય નહીં એવી જેનામાં ગામલોકને શ્રદ્ધા પડે, તેજ ચોથો માણસ આપણને જોઇયે. માટે જ આપણે આજે અહીં આવ્યા છિયે."

મોરાર શેઠ કહે: "બોલો હરિભાઇ, ત્હમે હા ભણો એટલી જ વાર છે. સૂબા સાહેબ કહેતા હતા 'ગામલોક મળીને જે પંચ પસંદ કરે તેને નીમવા અમે તો તૈયાર જ બેઠા છિયે.' તો દેસાઇજીને ફુરસદ હોય તે દિવસે એઓ સાથે ત્હમે સીધાવો અને પાકે પાયે કામ કરી આવો."

## ૨૧

રુક્મિણી આ લાંબાં ભાષણો બારણાં આડેથી સાંભળતી હતી અને પોતાના પુત્રની લાયકાતનાં આવાં આવાં વખાણ ગામલોકની પૂજનીય ત્રિપુટી પાસેથી સાંભળીને ઇશ્વર આગળ આનંદમાં દીન બનતી હતી. કમળા જુવાનીના મળસ્કામાં જ હતી અને એની છાતી તો વ્હેંત વ્હેંત કુદતી હતી. ન્હાની પણ કમુ સોડે લપાયેલી—એને કઇં કઇં સવાલો કરતી હતી, અને બારણાની તડમાંથી હરનારાયણને જોય કરતી હતી. મોરાર શેઠ બોલી રહ્યા એટલે રુક્મિણીએ જાણ્યું કે હવે વખત થયો, અને ન્હાની ઓરડામાંથી એક થાળમાં ગુલાબનાં ફુલ અને તુલસીના પાનથી સુવાસિત કરેલા શરબતના કટોરા લઇ આવી. ત્યાં દરવાજેથી વરતણિયો આવીને કહે, "દવેજી કહાવે છે કે મુહૂર્ત્ત ઉતાવળનું છે તે રજા હોય તો આવું." અને દવેજી તથા જોશીને વરતણિયાની પાછળ પાછળ જ આવી લાગેલા જોઇને રુક્મિણી ઓરડાના ઉમરા આગળ જ ઉભી થઇને બોલી: "પધારો, પધારો, દવેજી, મે હરિભાઇ અને કમળા બંનેનાં મન વર્ત્યાં છે, અને ... ... ..."

## ૨૨

વાંચનાર, આપણી આ જેવીતેવી વાર્ત્તા અહિં જ પૂરી થાય છે. હરનારાયણ અને કમળાનાં લગ્ન અને તે પછીનાં એમનાં રસભર જીવન તું જ કલ્પી લે. હરનારાયણે પંચ અને શાસક અને લવાદ તરીકે અને બીજી અનેકાનેક રીતે પોતાના ગામની સેવા કેવી બાહોશી અને નિષ્ઠાથી કરી તે તું જ કલ્પી લે. સાથેસાથે "**स्वत्व**" ના પુરાણપ્રાચીન આ-

દેશને માથે ચ્હડાવીને એણે ખેતી કરી, તેમાંથી એને ગામડાના વાસમાં સુલભ એવા સંતોષને લીધે કેવી અખૂટ બરકતનો ખજાનો પ્રાપ્ત થયો, તે પણ કલ્પી લે. અને વર્ષો પર વર્ષો વીતતાં અનુભવના વિસ્તારમાં વાસ્તવિક દૃશ્ય સાથે જ્યારે જ્યારે એ પોતાના દિવાસ્વપ્ન સરખાવતો, ત્યારેત્યારે હરનારાયણના ઉરમણિમાં કેવાકેવા ઊર્મિરંગ પ્રકાશતા તે પણ તું જ કલ્પી લે. કિશોર વયમાં દિવાસ્વપ્ન સૌ જુવે છે. એ વયનો એ સ્વભાવ જ છે. એ દિવાસ્વપ્ન એવા ને એવા રૂપરંગમાં સાચાં પડો, એવી હઠ પણ ઘણાને વશ કરે છે. એવી એવી હઠના હેલારા અને હોડમાં કેટકેટલાં જીવનનાવ ખરાબે ચ્હડી ભાંગી જાય છે! પરંતુ હરનારાયણ ઉગર્યો, હૃદયરાણી પામીને સુખી થયો, અને પુરુષાર્થના સદુદ્યમની સીડીને પગથિયે ચ્હડતો ચ્હડતો કૃતાર્થ થયો, એવા દાખલા પણ બને છે.



# દેવી અને યોગિરાજ

[ ૧ કાગળ રૂપે **મણિશંકર રત્નજી ભટ્ટ**ને લખી મોકલી હતી.

૨ પ્રથમ પ્રકટ **જ્ઞાનસુધા**, જુલાઈ ૧૮૯૬ના અંકમાં, બીજી વાર **ભણકાર**માં, ૧૯૧૭.

૩ વર્ણનના આદિઅંતમાં જે બંગલો **દ્રાક્ષમંડપ** હીંચકો વગેરે સ્વ. **મણિશંકર**ને સુપરિચિત સ્થલનું રેખાચિત્ર છે, તે કાલોદધિમાં ડુબી ગયું છે. તેના નવા માલેકે તેને તોડી ફેરવી નાખી ત્યાં જુદા જ ઘાટનું નવું મકાન ચણ્યું છે, તે પણ પાછું જૂનું થવા આવ્યું છે. અસલ ઘાટમાંથી એક જ અંશ–અમારો કુવો, જ્યાં ને ત્યાં જેવો હતો તેવો જ હજી જીવે છે.]

આત્મોપમ —ભાઇ,

મ્હારો આશય ત્હમને કયા રૂપમાં કહું એ વિચાર કરતો કરતો ગઇ કાલે હું મધ્યાહ્ન પછી બંગલા પાછળ હીંચકા ઉપર સૂતો હતો. માથું કંઇક દુઃખતું હતું એટલે કપાળે તુલસી સુખડ અને મીઠા લીમડાનો લેપ કરેલો, તે સૂકાવા આવ્યો હતો; અને ડીલ ભરાયું હોવાથી ઓઢેલા બનાતદુશાલાને લીધે ઘડી અદઘડીમાં પરસેવો વળશે એમ જણાતું હતું. વિચારમાં ને વિચારમાં, નાજુક ડાળિયોને પણ હલાવી ન શકે

એવા મન્દ મન્દ પવનથી કુંડના સ્વચ્છ પાણીમાં રેખાઓ ઉપડતી હતી, તેની ઉપર નજર ઠરી રહી, અને એમ હું ઊંઘી ગયો; મગજની એકાગ્ર પ્રવૃત્તિની અસર અશક્ત શરીર પર થઇ, તથાપિ બળવાન ઇચ્છાથી પ્રેરાયેલી એ પ્રવૃત્તિ બન્ધ ન પડી. તેનો વિચિત્ર વિપર્યય થઇ ગયો, અને મ્હને સ્વપ્ન આવ્યું.

જાણે મહાયાત્રાએ નીકળી પડેલો હું ઉપનિષદોમાં અમર રહેલા જનક રાજાના વિદેહપુર આગળ આખા સંઘને વદાય કરી, નિરન્તર ઉત્તર દિશામાં પ્રયાણ કરતો કરતો હિમાચલનાં અનેક ન્હાનાં શિખરો અને કોતરો વટાવતો વટાવતો છેવટ ગૌરીશંકર નામના એ ગિરિરાજના ઉત્તુંગ શ્રેષ્ઠ શિખર પાસે આવી પ્હોંચ્યો. ત્યાં મેં મનુષ્યદેહ ઉતારી પક્ષિરાજ ગરુડનો કે કોઇ સિદ્ધવિદ્યાધરનો સમર્થ મનોમય દેહ ધારણ કર્યો કે કેમ તે તો કોણ જાણે, પણ હું મનોવેગથી ગગન તરફ ઉડતો ગયો, અને ગૌરીશંકરનાં એક પછી એક મંડલ નીચે મુકતો ગયો.

પ્હેલું વનસ્પતિ અને પશુપક્ષીનું મંડલ આવ્યું; પછી કાળા ચળકતા પત્થર અને સોનેરી ઘાસના ચ્હડતા ઉતરતા અતિકાય આટાપાટાવાળું મંડલ આવ્યું; પછી વર્ષા અને શીકરશ્રીની સાથે ન્હાના મોટા શ્યામ અને ગૌર મેઘો અને ધુમસરાજિઓને ક્રીડા કરાવતા પવન અને તેના મિત્ર મેઘરાજનું મંડલ આવ્યું; પછી ગતિમાન બરફગિરિઓનું અને વચ્ચે વચ્ચે એ ગિરિઓમાંથી જ નીકળતાં હોવાથી મૂલ આગળ બરફ કરતાં પણ ઠંડાં, પણ નીચે મુખ આગળ વીજળીથી દીપી રહેલી શ્વેત અને અતિશય ઉષ્ણ વરાળથી છવાઇ રહેલાં,

પતંગો ફલકમાંથી ઉત્પન્ન થતાં, હીંચકાના મન્દાનિલથી કે સ્ત્રજનારીના સુકોમલ ઉચ્છ્વાસથી સજીવન થઇ તેના છૂટા અને ફરકતા ચોટલાની આસપાસ તોરણો બાંધતા હોય તેમ ઉડવા લાગ્યા. અને તેના શરીરની ને વિશેષે કરીને મુખની કાન્તિ વધતી ગઇ. આવો દેખાવ જોનારને આસપાસની દુનિયાનું કે વખતનું કે પોતાની જાતનું પણ ભાન ક્યાંથી રહે! અફસોસ કે કેટલીક વારે ચંદ્રકો નિર્માતા બન્ધ પડયા છે. પતંગો ઓછા નિર્માતા જાય છે, અને હીંચકો ધીમો પડી ગયો છે, એમ મ્હને લાગ્યા વગર ન રહ્યું. અને સાવધાન થઇ જોઉં છું તો ફલક તેના ખોળા પરથી સરી પડયું, અને હીંચકો સ્થિર થઇ ગયો. સ્ત્રજનારીના મુખની કાન્તિ પણ સંકોચ પામી માત્ર તેના બે નેત્રમાં જઇને વસી. કંઈક ક્ષણ સુધી એ નેત્રો સામે હું જોઇ રહ્યો ખરો. પણ પછી મ્હારી આંખ ન ઠરી. પરંતુ મેં નીચે જોયું, બીજી તરફ જોયું, અને છેવટ હારીને આંખો મીંચી દીધી, તો પણ એ નેત્રો મ્હારી દૃષ્ટિ આગળથી ન ખસ્યાં. એ ઝગઝગતાં નેત્રોમાં જણાતા ચિન્તનના ગાંમ્ભીર્યથી હું હેરત થયો, તેમાં પ્રકટ થતી વેદનાની તીવ્રતાથી હું દીન થઇ ગયો.

આમ ને આમ કેટલી ઘડી ગઇ તે હું જાણતો નથી. પણ એની સામે ટગર ટગર જોતો પગથિયાં ઉપર અને સ્તમ્ભમાં જડાઇને જ જેવો–હું બેઠો હતો, ત્યાં અગાધ જલમાં ડુબકી મારનાર પાછો નીકળે તે પહેલાં જલ હાલવા માંડે છે, તેવો કંઇક ફેરફાર એના શરીરમાં થતો મ્હને જણાયો. નખથી કેશ સુધી એનું આખું શરીર સ્હેજ કંપ્યું, નેત્ર ફરકયાં, અને પછી એ સિંહાસન ઉપર ઉદ્વેગને પદચ્યુત

કરી ક્રોધાગ્નિ ચ્હડી આવ્યો. ચોટલાનો દરેક વાળ અક્કડ થઇ ગયો, પતંગો ખસી જવા લાગ્યા, અને કંઇ ક્રૂર સંકલ્પના આવેશમાં સ્ત્રજનારીએ એક ચંદ્રકને પગના અંગૂઠા નીચે અને એક પતંગને હાથની આંગળીઓ વચ્ચે દબાવ્યો.

પરંતુ ત્યાં તો તુરત માનસસરની છતમાંથી એક યોગિરાજ ઉતરી આવ્યો. અને તેણે સ્ત્રજનારીને પગે પડી ચંદ્રને તથા પતંગને ઉગાર્યાં, અને–'ક્ષમા, ચંડિ, ગમે તેવી તોપણ એ આપણી સન્તતિ," એમ કહેતો સ્નેહ અને વિનયથી હીંચકા આગળ ઉભો રહ્યો. દરમિયાન સ્ત્રજનારીના મુખ ઉપર અનેક લાગણીઓની ભરતીઓટ થઇ ગઇ હતી. પણ યોગિરાજના અવાજના પરિચિત માર્દવથી તેનું સહસા સાંત્વન થયું. અને નિરાશા–તોફાનની છેલ્લી વીજળીના ચમત્કાર જેવા–કે પછી કેવલ વક્રતાના–સ્મિત સાથે તે બોલીઃ–

"કેટલું બધું દાક્ષિણ્ય! પણ આ તુચ્છ જીવોને પોતાના કહેતાં આપની અનુપમ સન્તતિને લાંછન લાગશે તેનો કંઈ વિચાર કર્યો?"

બોલતાં બોલતાં તેની હાસ્યબાણ મારવાની ઇચ્છા પ્રદીપ્ત થઇ, અને યોગિરાજ ઉત્તર આપે તે પહેલાં એ વળી બોલી ઉઠીઃ

"કે ત્હમારું વાત્સલ્ય પણ મ્હારા જેવું જ? સૃષ્ટિઓ રચાતી હોય તે દરમિયાન તેમાં તન્મયતા, રચાઇ રહી કે તે તરફ વિરક્તિ; અને ક્વચિત એવું પણ બને કે મ્હારી માફક રચાઈ રહેતાં જ તેની ક્રોધાગ્નિને આહુતિ અપાય! માની જાવ જી જેવું હોય તેવું!"

આ પ્રમાણે કહેતાંની સાથે, પોતાના ભાથામાંનાં ગાજ-વીજ બધાં ખપી જતાં, વાદળી ગમ્ભીર આકાશને કેવલ અધીન થઇ જાય તેમ, સ્રજનારી હીંડોળેથી ઉભી થઇ, અને એક હાથ યોગિરાજને ખભે મુકી બીજે હાથ તેના લાંબા મુખરોમ ઉપર ફેરવવા લાગી.

યોગિરાજના મુખથી શબ્દ નહીં પણ સ્નેહપર્યાપ્તિના અપ્રુત ઉચ્ચારનું એક જ ચુમ્બન સ્રજનારીના સીમન્ત પર સર્યું; અને બંને હીંડોળે બેઠાં.

થોડી વાર પછી યોગિરાજ બોલ્યોઃ

“દેવિ, મ્હને માફ કરઃ યુગોના અનાદરની ક્ષમા કર. ના, હું કહું છું તે યોગ્ય જ છે. અથવા, આજ સુધી આપણે બંને ભ્રમમાં હતાં. અને દેવિ, હું ખરે જ કહું છું કે ત્હારા કરતાં મ્હારો ભ્રમ વિશેષ હતો. ત્હારા જેવા ઉગ્ર વિષાદ અને હૃદયમન્થનનો અનુભવ મ્હને ક્યારે થયો છે જે? અને એ નથી થયો તે શું હું મ્હારા દરેક સર્ગથી પૂરેપૂરો સન્તોષ પામતો હતો કે? નહીં જ. પણ આપણે બંને હું મ્હારા અને તું ત્હારા સર્ગવિધાનમાં એમ મચ્યાં રહ્યાં, અને આપણા સ્નેહને–શું જીવનથી કે શું સર્ગવિધાનથી–અલગ રાખ્યો, તેનું બીજું શું પરિણામ આવે! સૃષ્ટિઓ રચતાં રચતાં યુગો વહી ગયા, આપણા અનન્ત જીવનના કેટલા કલ્પો ચાલ્યા ગયા; કેટલી સૃષ્ટિઓનો ત્હેં કટાક્ષમાં કહ્યું તેમ પ્રલય પણ થયો, અને એ જીવનખંડો પ્રાયશ્ચિત્તના પાવકમાં ભસ્મ થઇ ગયા; પરન્તુ સૌંદર્યનિર્માણનું કે પરમ જીવનનું રહસ્યબીજ તો આજે જ ખયાલમાં આવે છે. ખાતરી કરી જોઇશું, દેવિ?”

ઉત્તરમાં દેવીએ યોગિરાજને ક્ષણભર પોતાની લતાહૃ-યમાં આવરી લીધો. છૂટા થઇ યોગિરાજે ઉચું જોયું, અને માનસસરમાંથી મોટાં મોટાં મોતીઓ ખરતાં ગયાં અને થોડી વારમાં તેનો કટિ પર્યન્ત ઉંચો ઢગ રચાઇ રહ્યો. તેની પાસે બંને ઘુંટણભર બેઠાં, અને વર્ષાઋતુની ભીની રેતીના ઢગલા-ઓમાંથી બાલકો દિલપસંદ ઘાટ રચે છે, તેટલી જ ઝડપથી આ નવું વિધાન ચાલવા માંડયું. મ્હારો આત્મા આંખની કીકીઓમાં આવીને બેઠો, અને મ્હને અનેક સૂક્ષ્મ લક્ષણોથી લાગ્યું કે મ્હારી માફક મહેલ અને બગીચાના સર્વ જડચે-તન નિવાસીઓમાં, તેમ મહેલની આસપાસ આવી રહેલા તારાગણોમાં એ સર્ગજનન જોતાં જોતાં ઉત્તરોત્તર અદ્‌ભુતા-દ્‌ભુત આનન્દોર્મિઓની ભરતી ચ્હડતી ગઇ.

જેમ જેમ તેમનો વિચાર સાકાર થતો ગયો, તેમ તેમ દરેક અંશ આગલા અંશો કરતાં ચ્હડિયાતો થતો ગયો, અને તે છતાં એ સર્વ અંશોની શોભા વધારતો ગયો. તેઓ શું સ્રજવા ઇચ્છે છે એ તો તુરત માલુમ પડ્યું, મોતીનો ઢગલો ઓછો થતો ગયો તેમ તેની અન્દરથી યોગિરાજ અને સ્રજનારીની પરસ્પર વિરુદ્ધ નહીં તોપણ વિજાતીય સુન્દરતાના સંસૃષ્ટ આધેય રૂપ એક પ્રતિમા રચાતી ગઇ. અને આશ્ચ-ર્યની વાત એ હતી કે જે બાજુનું વિધાન મુખ્યત્વે સ્રજનારી કરતી હતી તે યોગિરાજમય અને જેનું યોગિરાજ કરતો હતો તે સ્રજનારીમય બનતી ગઇ.

* * * *

અને હવે પ્રતિમાવિધાન લગભગ પૂ રું થઇ ગયું. સ્રજ-નારી ઉઠીને હીંચકે બેઠી. અને યોગિરાજ પણ એક મોતીની

બંને ભ્રમરો રચી બાકી રહેલાં બે મોતી હાથમાં રમાડતો ઉઠ્યો, અને આડી આંખે પ્રતિમા તરફ–કે સ્રજનારી તરફ જોતો જોતો હીંચકા પાસે આવ્યો. સ્રજનારી જાણે તેને જોતી જ ન હોય અને પ્રતિમાના વિચારમાં જ નિમગ્ન હોય એમ બોલીઃ "અને હવે આ અર્ધનારીશ્વરને સજીવન કરવા."

"અરે અધીરી !" કહી યોગિરાજે તેની ચિબુકને સ્પર્શ કરી મુખ ઉંચું કર્યું. "હજી તો એના નેત્રમાં કીકીઓ મુકવાની છે. પણ એ બધું તો" —

સ્રજનારીના મુખ ઉપર સ્મિત ફરકતું હતું તેના આકર્ષણથી યોગિરાજનું વાક્ય અધૂરું રહ્યું. અને એ નીચો વળીને ... ... ...

* * * *

પણ આ શું ? મ્હારા ગળા પર આ કોના હાથનો ભાર પડયો છે, અને આ મ્હારા પર વાંકી વાળીને કોણ–દેવી–ચુમ્બન કરવા આવી છે. "ત્હમારા મોં પર તડકો આવતો હતો, એટલે મ્હારા મનમાં કે આ ડાળીઓ ઉંચી નીચી કરું, ને ઊંઘો છો ત્યાં–એટલામાં તો જરા હાથ અડક્યો અને જાગી ગયા." મ્હેં એને મ્હારી પાસે લઇ એનો જ મનોરથ સફલ કરવા કર્યું. પણ એ તો ઉલટી ખસી ગઇ, ના, એની તો ઉભી થતાં જમીનને ઠેશ જ વાગી, પણ તેથી હીંચકોજ થોડો ખસી ગયો, અને એ પળેપળે પાછો આવી એને અડતો–વાગતો હતો, તે ન ગણકારતી એ બગલા જેવી ઉંચી ડોક કરી, બંને હાથે ડાળીઓને સમી કરવા મંડી પડી. દશ પંદર ડાળીઓને આમતેમ ખેંચવા જતાં એક કુમળી ડાળ ભાંગી ગઇ, એટલે એણે બધી જ તરછોડી મુકી,

અને બોલી કે, "આ તો કંઇ ઠીક નથી થતું, ચાલો ને ઘરમાં !" "આપણી ક્યાં ના છે જો?"–કહેતો હું બેઠો થયો, ને કોઇકોઇ માણસની વિચિત્ર આડાઇનો વિચાર કરવા લાગ્યો. જન્મારામાં ફરી વાર જોવા જ પામવાનો નહીં એવી યોગિરાજની અર્ધનારીશ્વરની નેત્રરચના અને તેથી સજીવન ક્રિયા જોવાની તો મ્હારી ગઇ, અને મિજાજ તો આનો ગયો. કંઈ વાત ! પણ પાછી બાજી ફરી ગઇ અમારાં એ વામ અર્ધાંગની ખૂબી ખામીઓ ત્હમારાથી અજાણી નથી. એવણમાં બીજા ગમે તે દોષ હોય પણ એમની નજર તો પ્રથમથી સૂક્ષ્મ અને ચંચલ છે. હું બેઠો થયો એટલામાં જ હું માંદો છું તેનું એને સહસા દર્શન–સ્મરણ થયું, અને એ પાછી મ્હારી કને આવીને બેઠી. ઓઢેલું ખસેડી કાળજાની નાડી જોવાઇ, પગનાં તળિયાં તપાસાયાં, માથાની ખબર પૂછાઇ, અને ધીમે રહીને સવાલ થયો, "સુદર્શન લેશો ?" "ચાલો"; હું આળસ મરડી ઉઠયો; અને આંખોમાં ઘેન બતાવતો તથા ઢાવકે અવાજે બોલ્યો: "પણ મ્હારો હાથ ઝાલજો, નહીં તો આ છીપના સ્તમ્ભોમાં ને પોખરાજના હીંચકાઓમાં ને પાણીની દિવાલોમાં હું અફળાઇ પડીશ." "જાઓ જાઓ ! માંદા હઇએ ત્યારે તો કંઇ બોલતાં વિચાર રાખિયે ? પોતાને તો મજાક ને બીજાનાં મનમાં કંઇ કંઇ થઇ જાય."

"અહીં આ પ્રિય દ્રાક્ષમંડપ તજો હિંદોલશયને સ્વપ્નમાં દીઠું હોય તે મજાક કહેવાતી હશે ?" "હેં ! ત્યારે તો અમને કહો. ના, અમારે સાંભળવું છે. એવું એવું અમને કહ્યા વગર ચાલે ?" વગેરે, વગેરે, વગેરે.

જમી પરવારીને રાત્રે સવિસ્તર કહી સંભળાવ્યું. એટ

# ૩-વૉલ્ડોનો સ્મારકસ્તંભઃ
## એક શિકારી

[૧ ઇંગ્રેજીનો તરજુમો, ઉદ્‌ભાવિતઃ જુવો Olive Schreiner : Story of an African Farm, Part II ch 2; અને એ જ લેખિકાનો Dreams નામે સંગ્રહ, નવલિકા ૨૭.

૨ આમાંથી "શિકારી"ની વાર્તાનો જ ભાગ પ્રથમ પ્રકટ **જ્ઞાનદર્શન**, વિ. સં. ૧૯૪૯-૪૯-૫૦ના અંકોમાં.

પણ આ સંગ્રહને માટે આ આખો તરજુમો નવેસર લખ્યો, ૧૯૨૩; અને શબ્દશઃ તરજુમાનું પ્રયોજન ન હોવાથી, મૂલનો આશય આપણા વાંચનારાઓને વધારે અસરકારક રીતે કહેવાય એટલા માટે ઠેકઠેકાણે વત્તાઓછા ફેરફાર કરેલા છે.

૩ **જયન્ત.** હું કૉલેજમાં ભણતો હતો તે દરમિયાન કેટલીક ઇંગ્રેજી કૃતિઓ તરજુમા કરવા માટે પસંદ કરી હતી. તેમાંથી આ પ્રથમ મ્હારા એક શિષ્યમિત્રે લખેલો સુધારતાં મેં લગભગ બધો ફેરવી નાખ્યો, અને **જ્ઞાનદર્શન**માં પ્રકટ થયો. એ શિષ્યમિત્ર તે "જયન્ત" એ તખલ્લુસ સાથે પ્રકટ થયેલા આ પ્રમાણે લખાયલા બીજા એક બે તરજુમા પણ અત્યારે જે અંધારામાં ડુબી ગયેલા છે તેમાંથી બ્હાર કહાડીને ફરી પ્રકાશમાં મુકવા જેવા છે.]

ઉ–વૉલ્ડો* ભોંય ઉપર ઉંધો પડયો હતો. એની રખ-વાળી નીચેનાં શાહમૃગોનાં+ બચ્ચાં આસપાસ ચણતાં હતાં. જમણો હાથ ઉપર કર્યો હતો. સામે જલાશયનો બંધ આવી રહ્યો હતો. એના હાથમાં મોટા ગોળ સ્તંભ જેવું એક લાકડું હતું તેમાં એ આકૃતિઓ કોરતો હતો જે કાંટાળ ઝાડો તળે તે હતો, તેમનો છાંયો નામનો જ હતો. પણ આ ખુશ-નુમા ઋતુમાં ખરે બપોરે પણ તાપ લાગતો નહીં, લોહીને ઉત્તેજક ગરમાવો જ અનુભવાતો, અને ઉ–વૉલ્ડો પોતાની કોતરણીમાં એકાગ્ર થયો, જો કે આસપાસ પથરાઇ રહેલી ગેરુ જમીન અને ઉપરનું અગાધ આસમાની આકાશ તેના રોમમાં સુખદ સૌંદર્યની અતિસૂક્ષ્મ કણિકાઓ ઝરમર ઝરમર વર્ષી રહ્યાં હતાં.

કોતરતાં કોતરતાં ઉ–વૉલ્ડો તેમાં એટલો લીન થઇ ગયો કે એક ઘોડેસ્વાર છેક નજીક આવીને ઉભો ત્યારે જ તેણે ઉંચે જોયું. અસ્વાર ફ્રેંચ લોહીનો અને ઉંમરે અઠ્ઠાવીશેકનો જણાયો. શરીરે જરા સ્થૂલ હતો. આંખો ભારે શિથિલ અને મ્લાન હતી, અને મૂછ અણીદાર બનાવેલી હતી. ઘોડો જાતવાન અને તેજ હતો, અને તેના ઉપરનો સાજ કીંમતી અને શોભીતો હતો. અસ્વારના હાથ મોજાંમાં હતા અને

*આગલો જમાનો w અને v માં ભેદ ગણી v નો ગુજ-રાતી લિપિમાં વ અને w નો ઉવ લખતો હતો. અહીં ઉ–વ એમ વચ્ચે ટૂંકું-ઉમેર્યું છે, ઉ અને વ મળીને એક જ ઉચ્ચારણ કરવું એમ સૂચવવા માટે.

+ શાહમૃગ, ostrich ( ઑસ્ટ્રિચ ).

તેનો પ્હેરવેશ સુઘડ હતો. આવા મુસાફર આ પ્રદેશમાં કોઇક જ આવતા.

અતિ મીઠા સરોદમાં તેણે ત્યાં આગળ એકાદ કલાક વીસામો ખાવાની રજા માગી. આંખ અને ચ્હેરાનાં તેજ ઉડી ગયા પછી પણ કંઠની મધુરતા વર્ષો સુધી ટકે છે. ઉ-વૉલ્ડોએ બેઠા થઇને પાછળ એક ખૂણે આ વાડીના ધણીના મકાનો હતાં તે તરફ આંગળી કરી, એમ સૂચવવાને કે વીસામો લેવો હોય તો ત્યાં જાઓ. પણ આ મુસાફરે અહીંજ રોકાવું પસંદ કર્યું. તેણે ઘોડાનો એક તંગ છોડી જીન ઉતારી ભોંયે મુક્યું, ઉ-વૉલ્ડો ઘોડાને પાણી પાવા લઇ ગયો, અને મુસાફર જીનને અડેલીને બેઠો. પાછા આવી ઉ-વૉલ્ડોએ પોતાને માટે ચ્હા અને ખાણું હાજર હતાં. તે ખાવાપીવામાં સામેલ થવા વિનંતિ કરી. મુસાફરે થોડી ચ્હા જ સ્વીકારી. અને ઉ-વૉલ્ડો હાથ ધોઇને પાછો પોતાના કોતર કામમાં લાગી ગયો. એ ઉપરનો એનો મોહ હવે પ્હેલાં જેવો રહ્યો ન હતો. માનવ સ્નેહોમાં, તેમ સ્થૂલ વસ્તુઓની ચાહનામાં પણ આપણો પારો ચ્હડે છે તે એક વાર શિખર સુધી ચ્હડીને પાછો ઉતરે છે, અને ઉતરવા માંડયા પછી પાછો કદાપિ પ્હેલા બિંદુ સુધી ચ્હડતો નથી જ. આ, જેની પાછળ તે મહિનાઓ સુધી ગાંડો બન્યો હતો, તે હવે તો એના સ્રષ્ટાના હૃદયમાં કંઈ એવી અતિ વ્હાલી ચીજ ન હતી કે તે બીજાના દેખતાં બ્હાર કહાડતાં અને બાકીનું કોતરકામ ઉમેરતાં તેને સંકોચ થાય. એ તો પોતાની જ, પોતાના હૃદયનું પણ હૃદય, અસમભાવિ નયન એના ઉપર પડે તે કેમ ખમાય, એવી લાગણી એને હવે એના વિષે હતી નહીં.

મુસાફર જીવનને ટેકે જરા વધારે આડો થયો અને તેને બગાસાં આવવા લાગ્યાં. તેને આવા જંગલી પ્રદેશ રુચતા નહીં. આરામખુરશો અને પલંગ, નોકરનફર, વર્તમાનપત્રો, અને ખાસ ધંધો કે ચિંતા મળે નહીં એવા સ્હેલાંણીઓના વાર્તાલાપ, એવા એવા નાગરિક જીવનના ભોગવિલાસો વગર તેને જીવ્યું ભારરૂપ થઇ પડતું અને વ્યર્થ લાગતું. લોકો તો એના વિષે કહેતા કે રાતે એકલો પડતાં તે પોતાના શણગારેલા ઓરડામાં દારૂ અને પુસ્તકો લઇને ભરાતો, અને ઉમેરતા પણ–પોતાની જાણીતી સર્વજ્ઞતાને આધારે અને બિલાડીની માફક અંધારામાં પણ જોવાની શક્તિ વડે, કે પુસ્તકશોખ કરતાં એને દારૂશોખ વધારે હતો. અને તેથી ય વિશેષ એક ત્રીજો શોખ હતો, જે એને એટલો બધો હતો તે કંઈ એના હિતમાં સારું ન હતું. પરંતુ આપણા મુસાફરને લોકવાયકાની થોડી જ પરવા હતી. લોકો તેની હસતી અને સારી દુનિયાને બનાવી રહેતી મુદ્રા જ જોવા પામતા. બધું જ જો માયા કે સ્વપ્ન જેવું ગણાય, તો એ માયાસ્વપ્ન ઓથારની પેઠે હૃદયને ચાંપી મારે; તેમાંથી જો પુસ્તકો દારૂ, અને યુવતીઓ ઉગારી શકતાં હોય, તો એ વસ્તુઓનો એથી સારો ઉપયોગ પણ બીજો શો હતો જે! બેશક, આપણા મુસાફરના જીવનમાં અને એના મનનચિંતનની આનાથી એક તદ્દન નિરાળી બાજુ પણ હતી; પરંતુ દુનિયા, ડાહી દુનિયા પોતાના ડાહપણને જ સર્વોપરિ માનનારી દુનિયા, એ બાજુથી અજ્ઞ જ હતી.

બગાસાં ખાતાં ખાતાં યે મુસાફર આ ખુશનુમા ઋતુમાં ધરતી અને આકાશની સુંદરતા પીતો હતો અને કબ્રો,

શાહમૃગોનાં બચ્ચાં, સ્હેજ આઘે આવેલ એક બાજુનો બંધ અને બીજી બાજુનાં મકાનો, અને પાસે કોતરતો પડેલો આ અણઘડ જેવો કિશોર, સર્વને જોઇ રહ્યો હતો. એની ચ્હા પોતે પીધી તે એની સાથે કંઇક વાતચિત તો કરવી પડે એમ એને થયું, અને બેચાર સવાલજવાબમાં પતવી દેવાની વૃત્તિથી તેણે શરુઆત કરી.

"આ વાડી ત્હમારા પિતાની?"

"ના, હું નોકર છું."

"શેઠ ડચ હશે?"

"હા."

"ત્હમને અહીં ગમે છ ખરું?"

ઉ-વૉલ્ડો જરા ખંચાઇને બોલ્યો, "આ દિવસોમાં ગમે."

"આ દિવસોમાં કેમ?"

"સુંદર ઋતુ ચાલે છે ત્યાં સુધી."

મુસાફરે છોકરાને જરા બારીકીથી નિહાળ્યો. એની આંખમાં તેને કંઇક તેજ અને આનંદ લાગ્યાં ખરાં. પછી એના કોતરકામ તરફ નજર ગઇ. આવા ગામડી પ્હેરવેશનો અને આ અણઘડ સ્થૂલ કાયા અને બાલક જેવાં માથા-વાળો જુવાન, જુવાની બેસતાં બેસતાં જ ચિમળાતી હોય એવો આ કિશોર, ઋતુ ઋતુની સૂક્ષ્મ સુંદરતાનું પાન તે શું કરતો હશે! નાજુક બદન, સંવાદી શક્તિઓ, અને કેળ-વાયલા ઇંદ્રિયગણ વાળા પોતાના જેવા જ માણસ અવાચક કુદરતના તેજ અને રૂપ ગંધ અને સ્પર્શમાંના સૂક્ષ્મ રસોના ભોગી હોઇ શકેઃ–પણ આ જડ જેવો ભરવાડ! એના જાડા કાનમાં કુદરતની અનેકતારી તંત્રીનું સંગીત સંભળાય ખરું?

આમ કંઈક તિરસ્કાર અને આશંકા વાળી જિજ્ઞાસાથી તેણે વળી સવાલ કર્યોઃ–" આ ત્હમે કોતરો છો તે જોવા દેશો ? "

ઉ-વોલ્ડોએ પોતાનો સ્તંભ તેની પાસે ધર્યો. માણસ પંખી વગેરેની આકૃતિઓ અને તમામ રચના પુષ્કળ મનન કરી કરીને કોતરી હોય એમ લાગ્યું. મુસાફરે સ્તંભને ફેરવી ફેરવીને જોયો. એ તળેથી ઉપર જતું ચિત્રપટ જોતો ગયો તેમ તેમ તેનું કૌતુક વધ્યું.

" આ કોતરકામની કલા ત્હમે શીખ્યા ક્યાં ? "

" અહીં, મ્હારી મેળે. "

" આ ઉંચી નીચી રેખાઓ–? "

" –એટલે પર્વતો. "

" આખાનો પણ કંઇ અર્થ હોય એમ લાગે છે. "

ઉ-વોલ્ડો જવાબમાં બોલ્યો તે છેક અસ્પષ્ટ હતું.

મુસાફરને એમ થયું કે આ કાયા ત્યારે લગભગ માણસના કદની પણ તેના ઉપર બાળકના જેવો ચ્હેરો અને ચ્હેરા ઉપર બાળકના જેવા જ વાળ, એ દેખાવમાં જેવો વિરોધ હતો, તેવો આ કોતરકામમાં પણ હતો. અને એ સામસામાં વિરોધી તત્ત્વમાંથી એકથી આઘાત તો બીજાથી આકર્ષણ એમ તેના ચિત્તને પરસ્પર વિરોધી લાગણીઓ એક સાથે થવા લાગી. દયા અને સહાનુભૂતિની મિશ્ર વૃત્તિથી તેણે પૂછ્યું, "આટલું કરતાં કેટલો સમય લાગ્યો, વારુ ? "

" નવ મહિના. "

ગજવામાંથી પાકીટ ક્હાડી તેમાંથી મુસાફરે કંઇક ક્હાડ્યું. આ સ્તંભ પોતે ઘોડા ઉપર કોઇ રીતે બાંધીને લઇ

જવો અને દૂર જતાં વચ્ચે કોઇ ઠેકાણે ફેંકી દેવો એવો તેને વિચાર થયો.

"ત્હમારા આ કોતરકામના બદલામાં આટલું સ્વીકારશો ?"

ઉ-વોલ્ડોએ પાંચ પાઉન્ડની નોટ જોઇ અને ડોકું ધુણાવ્યું.

"ત્હમે એની વધારે કીંમત લેખો છો ?"–સવાલમાં કંઇક કરડાકી હતી.

ઉ-વોલ્ડોએ તે ગણકારી જ નહીં, તે માત્ર એક કબ્ર તરફ આંગળી કરીને બોલ્યો, "આ તો એને માટે બનાવું છું."

"એ કોણ ?"

"મ્હારા પિતા."

મુસાફરે નોટ પાછી પાકીટમાં મુકી અને સ્તંભ ઉ-વોલ્ડોને પાછો આપ્યો. ટોપી આંખને ઢાંકે એમ નીચી તાણીને તેણે ઉઘી જવાને પગ લાંબા કર્યા પરંતુ ઉંઘ ન જ આવી. એટલે પાછો ઉ-વોલ્ડો કોતરતો હતો તે જોઇ રહ્યો. ચિત્ર પૂરું થયું હતું અને ઉ-વોલ્ડો સ્તંભની પીઠ પર અક્ષરો કોરતો હતો.

મુસાફરે મધુર સરોદે સવાલ કર્યો, "આવા સ્મારકની ઉપર શબ્દો કોતરવાનું શું પ્રયોજન ?"

ઉ-વોલ્ડોએ જવાબ ન દીધો. તેણે સવાલ સાંભળેલો જ નહીં. મુસાફરની સંનિધિ પણ તે પોતાના કામની એકાગ્રતામાં ભૂલી ગયો હતો.

મુસાફરે ચાલુ રાખ્યું: “ ત્હમે માનો છો જ કે આ સર્વ પરલોકવાસીઓ પાછા કબ્રમાંથી ઊઠશે, પોતાના માંસલ પગ પાછા જમીન પર માંડશે જ; તો આના ઉપર ‘અનંત કાલની નિદ્રામાં સૂતા’ એવું શાને લખવું? ત્હમે માનો છો ને કે એ પાછા સ્વદેહે ઊઠશે?”

ઉ-વોલ્ડોએ મુસાફર સામે જોઇને સામો સવાલ કર્યો: “ ત્હમે એ માનો છો?”

આવા અણધાર્યા સવાલથી મુસાફર કંઇક ખંચાયો, પણ તેને હસવું આવ્યું. પોતે કાચ નીચે રાખીને દેડકાનાં એકબે દિવસનાં બચ્ચાંને જોઇ રહ્યા હોય, અને તે કાચ નીચે પૂછડી હલાવતો સવાલ કરે અને જે અચંબો પેદા થાય, એવું તેને થયું.

“ હું? ના રે.” ટૂંકા કઠોર હાસ્યથી તેણે પોતાનું વર્ણન કહી સંભળાવ્યું: “ શ્રદ્ધાને નામે મીંડું, આશાને નામે મીંડું ભયને નામે મીંડું, લાગણીને નામે મીંડું,–એવો માણસ ત્હમે ન દીઠો હોય તો જુવો એ હું. હું માણસમાં જ નથી. આ શાહમૃગો અને આ વેરાનમાં વસતા ત્હમે મ્હારી શ્રદ્ધા–અશ્રદ્ધાનો, મ્હારા ધર્મ–અધર્મનો વાદ કરવા જાઓ તે ત્હમને કેમ પરવડશે?”

બીજી જ પલે ઉ-વોલ્ડો સહસા એની પાસે આવ્યો અને મુસાફરના અચંબાની વચ્ચે જ પોતાનો સ્તંભ એના ખોળામાં મુકીને બોલ્યો, “ હા, હું ત્હમને કહું, આ ચિત્રપટનું મ્હારું આખું વક્તવ્ય ત્હમને કહું છું.” આ શ્રદ્ધાવિહીન, આશાવિહીન ભયવિહીન, હૃદયશૂન્ય માણસ ઉપર તેને કોણ જાણે ક્યાંથી ઉમળકો આવ્યો. સ્તંભને છેક તળિયે એક છેક ન્હાની માન-

વાકૃતિ હતી તે ઉપર એણે આંગળી મુકી. અને પછી બોલતાં બોલતાં વધતી જતી સ્પષ્ટતા અને બળતરાથી એ મનુવામનના પ્રવાસનો ચિત્રપટ વર્ણવવા લાગ્યો. અંત ભાગમાં સ્તંભની ટોચ ઉપર આખા ચિત્રના તાજ પેઠે કોતરેલા પંખીરાજ અને તેની પાંખમાંથી ખરેલા રૂપેરી પીછા વિશે બોલતાં તેનો શ્વાસ ત્રુટતો હતો, અને સ્વર ઠરડાતો હતો, કેમ જાણે વક્તવ્યની ભવ્યતા આગળ હીનદીન વક્તાના વાણી વિચાર અને સંકલ્પ નિરુપાય પંગુતા અનુભવતાં હોય. મુસાફર તેનું વર્ણન સાંભળી રહ્યો, ચિત્રપટ જોઇ જ રહ્યા, અને ઉ-વૉલ્ડોના ચ્હેરા અને આંખના પટ ઉપર થતી લાગણીઓની ભરતીઓટ નિહાળી જ રહ્યો. ઉ-વૉલ્ડોનું વર્ણન પૂરું થયું ત્યારે તે કોમલતાથી સુમધુર લાગતા સ્વરે બોલ્યો; "હા, ત્હમારો આશય કઇંક સમજાય છે ખરો. જુવો, સાંભળો, હું કહી જાઉં." સ્તંભતલના મનુવામનને આંગળી અડકાડીને તેણે શરૂ કર્યું.—

## એક શિકારી

કોઇ એક પ્રદેશમાં એક શિકારી હતો. રોજ ને રોજ તે રાની પંખીઓનો શિકાર કરવાને રાનમાં જતો. એક વાર તે એક જલાશયને કાંઠે છૈયામાં છૂપીને પંખીઓ આવવાની વાટ જોતો હતો ત્યાં એના ઉપર એક વિશાળ છાયા પથરાઇ અને પાણીમાં તેને કઇ પ્રતિબિંબ જેવું લાગ્યું. ઉંચે જોતામાં તો તે પંખીરાજ આકાશમાં કોઇ ઠેકાણે દેખાયો નહીં, પણ તેની આવી છેક અછડતી ઝાંખીની પણ શિકારીને તો ચોટ વાગી તે હૃદય સોંસરી લાગી જ ગઇ. તે આખો દિવસ આશામાં ને આશામાં બેસી રહ્યો. રાત પડી તો ય તે પંખીરાજ પાછો

ન દેખાયો એટલે એ ખાલી હાથે અને ખિન્ન વદને ઘેર ગયો. તેના સાથીઓએ તેને વાતચિત કરાવવા અને પાછો ખુશ મિજાજમાં આણવા પ્રયત્નો કર્યા તે બધા વ્યર્થ ગયા. એ નિસ્તેજ મોંએ મૌનને વળગીને જ બેસી રહ્યો. સૌ ગયા પછી તેનો મિત્ર આવ્યો, તેની આગળ એનાં હૃદય અને ઓઠ ઉઘડયાં : તે કહે,

"આજ મેં એક અદ્ભુત આશ્ચર્ય જોયું: એક સફેત પંખી જ, મહાન રૂપેરી પાંખોને આસમાનમાં પ્રસારીને સેલતો. એને જોયો છે તેજ પલથી, એની ઉડી જતી છાયામાં પલક આવ્યો ત્યારથી જ જાણે આખા અંતરમાં અગન ઉઠી હોય, લોહી સૂકાયા જ કરતું હોય અને જીવ પાણી પાણી ઝંખી રહ્યો હોય તેમ મ્હને થયું છે. મેં જોયું તો માત્ર એક કિરણ, એક ઝબક, પાણીના પટ ઉપર પડતાં જ પાછી ઉડી જતી છાયા. તથાપિ એ પંખીરાજને ક્યારે કોટી કરું એ એક જ તૃષ્ણા હવે મ્હને રહી છે."

મિત્ર હસ્યો. તે કહે, "અરે પાણીમાં કોઇ પ્રકાશનો કોઇ ચળકાટનો ખેલ હશે, કે ત્હારા મગજની જ કોઇ ચેષ્ટા હશે, ત્હારી આંખની જ કોઇ ભ્રાન્તિ હશે. હોય. કાલ સ્હવારે ભૂલી યે જઇશ."

દિવસ ઉપર દિવસ વ્હેતા ગયા પણ એ શિકારી એકલો જ ભમ્યા કર્યો. વનમાં ને વગડામાં, નદીકાંઠે કે સરોવરની પાળે, કોઇ સ્થલે એ પંખીરાજ એના જોવામાં આવ્યો નહીં. બીજા તમામ પશુપંખી ઉપરથી એનું મન પણ ઉઠી ગયું. સાથીઓની ચિંતા વધતી ગઇ. પરંતુ ક્ષુલ્લક માણસોની ચિંતાનું માપ પણ ક્ષુલ્લક. એક કહે, "આને તે

શું થયું હશે ?" બીજો કહે, "ગાંડો જ થયો છે." ત્રીજો કહે, "અરે માનો ન માનો, પણ એને વળગાડ છે." ઘણાને એમ જ લાગ્યા કરે કે "બીજા કોઈએ જોયું નથી, સાંભળ્યું નથી, **તે** એને જોવું છે; એને તો સૌને માથે સવાશેર થવું છે!" બધા આખરે કહે, "ગમે તે હો, આપણે આપણું જ સમાલો ભાઈ." સૌએ એને પડતો મુકયો; એ જીવે છે કે મરી ગયો તે પણ ભૂલી ગયા.

એક રાતે એ હૃદયનાં ઉંડાણોમાં અટવાતો અને ભૂલો પડયો હોય એમ રવડતો હતો, ત્યાં એક જઈફ ભવ્ય પુરુષ તેની આગળ આવીને ઉભો.

શિકારી પૂછે, "આપ કોણ ?"

"હું **ડાહપણ**. કેટલાક મ્હને **જ્ઞાનસાગર** પણ કહે છે. હું આ પ્રદેશનો જ વતની છું, પણ ઘણાં ઘણાં તપ અને દુઃખને અંતે જ માણસને મ્હારાં દર્શન થાય છે. આંસુ વહી વહીને નિર્મલ બનેલી આંખ જ મ્હને જોઈ શકે; અને જેવું અને જેટલું દુઃખ સહન કર્યું હોય તે પ્રમાણેનીજ મ્હારી વાણી કાન સાંભળે."

શિકારી તેને પગે વળગી પડયો અને આંસુની છાલકો વડે તેના પગને ધોતો ધોતો પૂછવા લાગ્યોઃ "કૃપાનિધાન, આસમાનમાં સેલતો એ સફેદ પંખીરાજ મેં જોયો તે કોણ ? લોકો મ્હને ભરમાવવાને મથે છે કે એ તો સ્વપ્ન, દિવાસ્વપ્ન, મ્હારા મગજની જ બ્હાર નીકળી સ્વતંત્ર આલેખાયલી છાયા."

જ્ઞાનસાગર ડાહપણે જઈફીના સ્મિત અને અનુકંપા સાથે જવાબ દીધો, "એ પંખીરાજનું નામ **સત્ય**. જેને જેને

એની એક પણ ઝાંખી થાય છે, તે પછી જંપી શકવાનો નહીં. દેહ પડી જાય ત્યાંસુધી તેને એનીજ લગની લાગે છે."

શિકારીએ હાય મારી—"અરે કહો ને દાદા, એ મ્હને ક્યાં મળશે?"

વૃદ્ધની કાયા પાછી અલોપમાં પીગળી જતી હતી તેમાંથી સ્વર આવ્યો, "પુત્ર, હજી ત્હારાં દુઃખનું માપ ઘણું અધૂરું છે."

પછી તે શિકારી છાતીમાંથી કલ્પનાનો કાંટલો અને ઇચ્છાતૃષ્ણાના રંગબેરંગી તાંતણા કહાડીને વણવા બેઠો, અને આહારનિદ્રા આદિને ભૂલી જઇને તેણે એક જાળ વણી.

સ્હવારે એ શોભીતી જાળ તેણે જમીન ઉપર પાથરી અને તેમાં પૂર્વજો પાસેથી મૂડી તરીકે વારસામાં મળેલી અંધશ્રદ્ધાના થોડા કણ તેણે વેર્યા. એ કણ સળીસળીને પોલા થયા હતા, અને જરા પણ કંઇ સ્પર્શ થતાં અંદરનો માવો બ્હાર વેરાઇ ફુલી આછા ધુમાડાના બાચકાઓ જેવો ઉડે, જેમાં કામરૂપ આકૃતિઓ દેખાય, એવી રજ જેવો બની રહ્યો હતો.

એ જાળમાં પ્રથમ પકડાયું એક બરફ જેવું સફેત અને કબૂતરની આંખોવાળું પંખી; તેના મીઠા સંગીતમાંથી—"પયગમ્બર!" "અવતાર!" "પૂર્ણ પુરુષોત્તમ!" "નરનારાયણ!" એવા એવા ધ્વનિ ચોતરફ મોહક સ્વરોદય પાથરી રહેતા.

બીજું પકડાયું શ્યામ કે નીલ વર્ણનું પંખી, તેની આંખોના અમાપ ઉંડાણ માનવ આત્માનાં ઉંડાણોને ભેદતાં, અને તેનો કંઠ એક જ ટહુકો કરતો—"અમરતા!" "અમરતા!" "અક્ષય ધામ!" "અક્ષય ધામ!" રડી રડીને અતિ

માર્દવથી થતા આ ધ્વનિથી માનવ હૃદયના તમામ તંતુ કમ્પતા, અને ઘાયલ થઇ ગેબી ધ્રુજારા અનુભવી રહેતા.

ત્રીજું પંખી આંખ આંજી નાખે એવા પીત સોનેરી રંગનું પકડાયું, તેનો ઉંચો સૂર જેટલો તીણો તેટલો સુંદર હતો, તે લાંબાં લાંબાં સ્તોત્ર ગાઇ રહેતો, જેના પડઘા યોજનોના ઘેરાવામાં ઘૂમતા. "જ્યાં હું ત્યાં ધર્મ–જ્યાં ધર્મ ત્યાં જય! જે જે વિજય તે તે ધર્મના જ પરિપાક! હાર માત્ર શયતાન અધર્મની જ નાપાક ઓલાદ!"–એવા એવા લલકાર વાળાં એનાં સ્તોત્રોમાંથી સ્મૃતિઓ અને ઇતિહાસો કાવ્યો અને નાટકોની અવનવી સૃષ્ટિઓ સજાયાજ કરતી.

ચોથું પંખી ભૂરા લીલા શાંત નિર્વિકાર અગાધ રંગનું પકડાયું, જે વગર ગાને તથાપિ અસરકારક ઢબે એક જ રટન રટી રહેતું; "યમ=કર્મફલમૂર્તિઃ ધર્મ=પાપપુણ્યનો જરેજર સાચો તાળો કહાડીને યથાયોગ્ય જ બદલો આપનાર; આ ભવનાં સંચિતનાં જેવાં હોઈ શકે તેવાં ફલ આવતે ભવ ભોગવાવનાર અચલ ન્યાય."

અંધશ્રદ્ધાના કણ ખૂટી પડયાં નહીં ત્યાંસુધીમાં જાળમાં આવાં આવાં અનેક પંખી પકડાયાં. શિકારીને આ બધાં જ એકસરખાં સારાં તો ક્યાંથી લાગે, તથાપિ તેણે તમામને પકડી રાખ્યાં, અને "નવો પંથ" નામે એક સુશોભિત મજબૂત ઉચું અને વિશાળ પંજર બનાવીને દરેક પંખીને તેમાં યથોચિત સ્થાન નીમી આપ્યું.

આ પંજર અને પંખીઓથી લોકો આકર્ષાયા. પંજર જ તેમના જીવનનું મધ્યબિંદુ બન્યું. તેની આસપાસ મેળાઓ અને નગરો અને રાષ્ટ્રો જામતાં અને ફેલાતાં જ ગયાં.

શિકારી, તેનું પંજર, અને તેમાંનાં પંખીઓ, એ ત્રિપુટીની સ્તુતિ હજારો લાખો અને કોટિકોટિ કંઠ લલકારવા લાગ્યા. પંખીઓ ક્યાંનાં છે, કઈ જાતનાં છે, કેવી તરેહ પકડાયાં, શેના ઉપર જીવે છે, એ કોઇજ પૂછતું નહીં. શિકારી પણ થોડો વખત તો લોકોના ઉલ્લાસ અને ઉત્સવધોંધાટમાં તણાયો. એને થતું કે આવાં સુંદર અલૌકિક પંખીઓ છે, તો તેમાંનું કોઇ એક તો મ્હારો પંખીરાજ **સત્ય** હોવા સંભવ છે. પંખીઓ મોટાં થશે, કે પાંખપીછાં ખરવાની ઋતુમાં રૂપ બદલશે ને મ્હારો પંખીરાજ દેખા દેશે; અગર આમાંના કોઇના ઈંડામાંથી તે પ્રકટ થશે. ધીરજ જ તરણોપાય છે. હા, હા, એવું બને શામાટે નહીં? આવી માન્યતા અસંભવિત જ એમ કેમ કહેવાય!

વખત વ્હેતો ગયો, અને લોકોનાં ગાનતાન નાચજલસા ચાલુ રહ્યાં, પણ શિકારીના અંતરના અંતરમાંથી પાછી ગ્લાનિ પેદા થઈ, તે ઘેરી જ થતી ગઇ. તે પાછો એકલ ભટકતો ચિંતનમાં ડુબતો અને આંસુ સારતો થયો. **સત્ય**ની લગની પાછી સર્વવ્યાપી સર્વશોધી થઇ. એક દિવસ તે નીચી નજરે બેઠો હતો અને આંસુ ટપકતાં હતાં, ત્યાં પાછો **જ્ઞાન**સાગર ડાહપણ પ્રત્યક્ષ થયો. શિકારીએ દાદાને બધું કહી સંભળાવ્યું.

વૃદ્ધના સ્મિતથી લ્હેરાતા અને ખેદથી નીચા ઢળતા ઓઠમાંથી વેણ નીકળ્યાં; "પુત્ર **સત્ય**ને મેળવવાની આશાએ એવી જાળો તો ભૂતકાલમાં ઘણાઘણાએ પાથરી હતી; પણ હર એક વખત ફોકટ. **અંધશ્રદ્ધા**ના કણને **સત્ય** ચણતો જ નથી. ઇચ્છાતૃષ્ણાના તંતુઓને **સત્ય**ના પગ લેખવતા જ નથી. આ સ્થૂલ હવાના પ્રદેશો સુધી **સત્ય** ઉતરતો જ નથી. તે

પકડેલાં પંખીઓ અસત્યવંશજો છે. ઉપરથી સુંદર અને મનોહર દેખાય છે ખરાં, તેથી તેમની જાતમાં કંઈ ફેર ન પડે. પંખીરાજ **સત્ય** એમની જાતનો પણ નથી.”

શિકારીએ અત્યંત ઉદ્વેગથી પૂછ્યું, “ત્યારે મ્હારે કરવું તે શું? આ લગની મ્હારું લોહી શોષી રહી છે તેને ઠારવાનો કોઇ યે રસ્તો હશે ખરો?”

વૃદ્ધ કહે, “પુત્ર, તેં આટલું દુઃખ વેઠ્યું તો હજી વધારે વેઠ. આ સ્થૂલ હવા અને અંધ શ્રદ્ધાના પ્રદેશ ત્યજી દે. જોજે, એમાંથી અશાસ્ત્રીય માન્યતાનો એક પણ કણ કે તંતુ ત્હારી સાથે રખેને આવે! જા **પરમ નાસ્તિ** અને નિરપવાદ **અશ્રદ્ધાના** પ્રદેશમાં. ત્યાં જઇને વસ. ત્યાંનાં પ્રલોભનોને જીત. એ પ્રલોભનોથી ઠગાઇશ તો તો, પુત્ર, થઇ રહ્યું. ત્હારા જેવા અગણિત પ્રવાસીઓનો એ જ અંત આવ્યો છે. પરંતુ પૂરેપૂરો વિજય મેળવી શકીશ, તો અતિવિરલ ધન્ય ભાગ્ય એવા ત્હને પ્રકાશનો કિરણ દેખાશે. તેને અનુસરતાં **વાસ્તવિકતાના** વજ્રસાર પર્વતો પણ આવશે. એ પર્વતો પર ચ્હડાય તેટલું ચ્હડજે. પંખીરાજ **સત્ય** એ પર્વતમાલાના શિખરો ઉપર જ વસે છે.”

શિકારી ડોસાના પગમાં પડ્યો; “હા, દાદા, હું ત્યાં જઇશ, એ પર્વત ચ્હડી જઈશ, પંખીરાજ **સત્યને** છાતીસરસો ચાંપીશ!”

વૃદ્ધનું સ્મિત અનુકમ્પા તળે ડુબી ગયું. તે ડોકું ધુણાવતો કહે, “નહીં, પુત્ર. એનાં દર્શન પણ નહીં થાય. હજી સમય પાક્યો નથી.”

શિકારી પૂછે, “શું, કશી જ આશા નથી?”

વૃદ્ધ કહે, "આટલું કહી શકું. આજે પણ કેટલાક મહાનુભાવો એ પર્વત ચ્હડે છે. અને એ ઉંચા પ્રદેશોમાં જે તપસ્વી નરરત્નો સૌથી આગળ વધે છે તેમનામાંથી કોઇકને પંખીરાજ **સત્યનું** એકાદ પીછું હાથ આવે છે. અને હું ધારું છું કે,"–બોલતાં બોલતાં એ વૃદ્ધ અવાજમાં ભવિષ્યવેત્તાની દૃઢતા આવી અને તેણે ઉમેર્યું, "અને હું ધારું છું કે આ પીછાંઓની પૂરતી સંખ્યા મળશે ત્યારે તેમાંથી દોરડાં વણાશે, અને જાળ પણ નિર્મી શકાશે, અને એ પ્રમાણે સ્રજાયેલી જાળમાં **સત્ય** પકડાશે. **સત્યને** સત્ય વડે જ પકડી શકાય, અન્યથા નહીં."

શિકારી ઉભો થતો કહે, "હું જઇશ જ."

વૃદ્ધે તેના માથા ઉપર હાથ મુકયો; "પુત્ર, નિશ્ચય કરતાં પ્હેલાં આટલું વિશેષ જાણ. જે એક વાર આ પ્રદેશમાંથી નીકળી જાય છે તે પાછો અહીં આવી શકતો નથી, સાત દિવસ અને સાત રાત નિરંતર લોહીનાં આંસુ વર્ષાવે તોપણ પછી તે પાછો આ પ્રદેશમાં પેસી શકતો નથી જ. આ એક ગાંઠ વાળ. અને બીજી આ વાળ. એ પ્રવાસના પ્રવાસીને માટે કશો લાભ કે બદલો છે નહીં, જે કોઇ એ પ્રવાસને વરે છે, તે તે ઉપરના પોતાના શોખથી, તે માટેના પોતાના અનિવાર્ય આકર્ષણ અને સ્નેહથી જ વરે છે. એ પ્રવાસ પોતે જ તેનો લાભ અને તેનો બદલો."

શિકારી "ખરું. એમ જ ઘટે. એ જ એ પ્રવાસનું અનન્ય વ્યક્તિત્વ. એને જરા પણ બીજી જાતનો કલ્પે તે એને માટે લાયક જ નહીં. અને હવે, દાદા મ્હને કંઈ દિશા કે માર્ગ સૂચવશો? હું એ જ પ્રવાસે જવાનો એ નક્કી."

કહે, "અરે જવા દોરે—ભલા ગઈ!" એ જરા છેટે જતાં કેટલાક હિચકારાઓને હિંમત આવી. તેમણે કાદવકચરો, પત્થર, તીર, અસ્ત્ર, જે આવ્યું તે ફેંક્યું. શિકારી ઘવાતો ઘવાતો જેમ તેમ કરતાં આઘે નીકળી ગયો. અને પ્રદેશસીમા ઓળંગી ગયો ત્યાં સાંજ પડી.

મુસાફર પોતાના મીઠા સરોદમાં આ વર્ણન ચિત્રપટમાં ઉંચો ચ્હડતો ચ્હડતો કરતો ગયો તેમ તેમ કલમે કલમે વાક્યે વાક્યે અને વચ્ચે વચ્ચે તો શબ્દે શબ્દે ઉ-વૉલ્ડોની આંખ હકાર ઉપર હકાર ભણુતી ગઈ: સાવિત્રી આખ્યાન કોઈ સહૃદય પુરાણી વિસ્તારીને કહેતો હોય છે ત્યારે સાંભળતાં સ્ત્રીમંડળમાંથી કોઈ કિશોર વિધવાના જેમ જિગરના જિગરમાંથી "હરે!" "હરે!" બોલાઈ જાય છે તે પ્રમાણે. અને આવી અજાણતાં જ પૂરાતી હૃદયના તંતુઓની ટાપસીથી અભ્યાસજડ પુરાણી પણ જેમ જેમ પોતાની કથામાં ખીલે, તેમ આ લાગણીશૂન્ય મુસાફરને પણ થયું. પોતે કલા અને વાણીના પરિશીલનમાં ગાળેલાં તપસ્યાનાં વર્ષો આ ક્ષણે તેને સાર્થક થતાં લાગ્યાં, અને આ ખુશનુમા આળસના બંધું જેવા પ્રહરમાં ઉ-વૉલ્ડો શિલ્પકારના નિખાલસ અને તીવ્ર બળતરાના દૃષ્ટિપાતો તેને બદલામાં મળતા ગયા, તે કોઈ સુંદર અપરિચિત રમણીની વિલાસભિક્ષાના તરસ્યા કટાક્ષો કરતાં પણ તેને પ્રેયતર થઈ પડયા.

સાંઝ પડી. જોતજોતામાં રાત પડી ગઈ. આ પ્રદેશ બારમાસી રાતની આણ તળે હતો. શરીર આગળ હાથ લંબાવી લંબાવીને આંધળાની માફક ચોતરફ ફાંફાં મારતાં મારતાં, કે જાનવરની માફક ચતુષ્પાદ બનીને જ, તે ગતિ

લાવ એને સાથેજ રાખું. પોતાની છાતી આગળ તેને લઇ લેઇને તે ઉપર એણે ઝભ્ભો પ્હેરી લીધો.

તેણે ચાલવા માંડયું. ત્યાં ડગલે ડગલે એ પંખીનું વજન વધવા લાગ્યું. એનાથી ડગલાં પણ ન ભરાય એટલું બધું તેનું વજન થઇ ગયું. નિરુપાયે ઝભ્ભામાંથી તેણે એને પાછું કહાડયું. "અરે મ્હારા સુંદર પંખી, મ્હારા હૈયાની હુંફ! શું ત્હને પણ મ્હારે ત્યજવું!"

મહાપ્રયત્ને હાથનાં આંગળાં ઉધાડીને તે કહે, "જા બાપુ, જા. પંખીરાજ **સત્ય**ના ટહુકામાં કોઇ સૂર ત્હને મળતો કદાચ હશે. પણ એ તો જે હો તે હો." પંખી મંદ મંદ ગતિએ અને અનેક વાર પાછું જોતું જોતું ઉડી ગયું.

પછી પોતાના કલ્પનાકાંટલામાંથી ઇચ્છાતૃષ્ણાના રંગબેરંગી તંતુઓને પણ તેણે ઉખેળીઉખેડીને ફેંકી દીધા. નર્યો કાંટલો જ રહેવા દીધો, કેમ કે એ કંઈ આ પ્રદેશની પેદાશ ન હતો.

એ ચાલી નીકળે છે ત્યાં પાછળ ગાળો દેતા અને ફિટકાર કરતા અને હાથ ઉગામતા લોકો ધાયા. "હત મૂર્ખ, ગાંડા, પાખંડી, પિશાચ! તું અમારું પંજર ભાંગનાર કોણ? કયાં ઉરાડી મુકયાં તેં એ અમારાં દિલોજાન પંખી?"

શિકારીના ઉત્તર તેમણે સાંભળ્યા જ નહીં. "**સત્ય**? એ કઈ વાડીનો મૂળો! એ કંઇ ખવાય છે? એ કંઇ પીવાની ચીજ છે? એને કોણે દીઠું છે? આ પંખીઓ તો સાચાં, સોનેરી, દિવ્યસૂરત, સ્વર્ગનાં અમૃતગાન ગાનારાં હતાં! અરે **નરાધમ**, જાતિઘાતી, ગોઝારા!"

કેટલાક ત્રાડી ઉઠયા, "મારો, મારો એને!" કેટલાક

કણો તેનામાં વધારે ઉંડા પેસી ગયા, અને તેના અંગોમાં અને હૃદયમાં પણ શીત વધવા અને જામવા લાગ્યાં.

પછી બે જુદી જુદી દિશામાંથી ધુમસમાં લપેટાયલી બે તેજકણીઓ નાચતી કૂદડી ફરતી અને ગુલાંટો ખાઇ ખાઇને આગળ વધતી તેની પાસે આવતી જણાઇ. શિકારી આંખો વિકસાવીને બંને તરફ વારાફરતી જોઇ રહ્યો. પાસે આવી જતાં એક તેજકણીના મધ્યમાં વિચિત્ર હસતું અને કટાક્ષ ભંગિઓની ભૂલભૂલામણી વિલસાવતું સ્ત્રીમુખ દેખાયું; બીજી તેજકણીના મધ્યમાં દ્રાક્ષાસવની સરિતા ઉપરની બુધ્બુદ લહરીઓ ચળકી રહી. બંનેનો જુદો જુદો ને કોઇક વાર એક પણ થઇ જતો નાચ શિકારીનાં નયન આગળ જામી રહ્યો.

“ મ્હારા એકાંત અને અંધકારમાં આવી ચ્હડનાર ત્હમે સત્ત્વો કોણ છો ? ”

“ અમે વિપયાસક્તિની બેલડી છિયે. **પ્ર**કૃતિ અમારી માતા, **અ**તિમાત્ર અમારો પિતા, જેનાં **અ**નિયમ, **અ**વિચાર, **અ**પજિજ્ઞાસા, અને **મોહ** એવાં ચાર મુખ છે. અમે પર્વતો અને નદીઓથી પણ પુરાણ છિયે, પ્રાચીનમાં પ્રાચીન જંતુથી યે પ્રાચીન છિયે, તથાપિ સુરલોકમાં પણ અમારી સ્વચ્છંદ-ગતિ હોવાથી સદા નવજુવાન અને અમર ઉમંગી છિયે. ”

પ્હેલી કણીમાંથી બે નખરાંબાજ બાહુલતા આગળ ધસી. તે કહે, “આવ, આવ, મ્હારી બાથમાં. જો તો ખરો, યાર, મ્હારા ગુલાબી ગાલનો સ્પર્શ મશરૂ જેવો છે, મ્હારાં સ્તન હુંફાળાં છે. ત્હારું હૃદય શીંગડું થઇ જાય તે પ્હેલાં

ફરી શકતો. જે કંઈ એના હાથ કે મસ્તક કે ખભા કે શરીરના કોઇ ભાગને અડતું તે તુરત ભરભર ભૂકો થઇને એના ઉપર વર્ષતું અને તેનો સ્પર્શ એને બારીક ઉન્હી ઉન્હી રેતીના જેવો લાગતો. નીચેની ભોંય કલાણ જેવી જ હતી; કાદવનું કલાણ નહીં, અતિ બારીક અને જરા જરા ઉન્હી ધૂળનું કલાણ. ડગલે ડગલે આ રેતી અને ધૂળના ગોટેગોટ એને વીંટી વળતા, એનાં આંખ કાન નાક મોં ભરી દેતાં. અજવાળું જ નહીં એટલે ન એને દિશાનું ભાન રહ્યું, ન એને વખતના પ્રવાહનું માપ રહ્યું. આ પ્રકાશશૂન્ય પ્રદેશ માર્ગશૂન્ય ઇતિહાસશૂન્ય અને લગભગ જીવનશૂન્ય હતો. શિકારીનાં કોણ જાણે કેટલાં વર્ષ માસ કે પક્ષ કોણ જાણે કેવી રીતે આ પ્રદેશમાં વીત્યાં, ત્યાં એક ક્ષણે એનું માથું કશામાં અફળાયું. તે સંગીન જણાયું અને બહુ ઉંચું પણ હતું નહીં. એટલે એ બીચારો છેક નિરાશ જેવો લોથપોથ થયેલો એના ઉપર ચ્હડવા ગયો. અનેકાનેક વાર ધબ નીચે પડી પડીને અને નીચેની ધૂળમાં લગભગ દટાઇ જઇને ફરી ફરી ફરી પ્રયાસ કરતો તે આખરે ચ્હડી શક્યો અને ઉપર આસન વાળીને બેઠો. પરમ નાસ્તિ અને નિરપવાદ અશ્રદ્ધાના આ પ્રદેશમાં તે છેક હારી ગયા જેવો થયો.

બેઠો બેઠો ન જાને કેટલે કાળે તે આંખ કાન મોં અને નાકમાંની રેતી અને ધૂળ ઓછી કરી શક્યો. એટલે તેને પોતાના ઉચ્ચાસનની આસપાસ અતિ બારીક ધુમસની વાદળીઓ ચ્હડતી અને ઉપરથી એ કરતાં પણ બારીક વૃષ્ટિ થતી લાગી. આથી તે પોતાના ઇંદ્રિયદ્વારોમાંની ધૂળ અને રેતી વધારે ઓછી કરી શક્યો ખરો, પરંતુ આ નવા પ્રવાહી

કણો તેનામાં વધારે ઉંડા પેસી ગયા, અને તેના અંગોમાં અને હૃદયમાં પણ શીત વધવા અને જામવા લાગ્યાં.

પછી બે જુદી જુદી દિશામાંથી ધુમસમાં લપેટાયલી બે તેજકણીઓ નાચતી કૂદડી કરતી અને ગુલાંટો ખાઇ ખાઇને આગળ વધતી તેની પાસે આવતી જણાઇ. શિકારી આંખો વિકસાવીને બંને તરફ વારાફરતી જોઇ રહ્યો. પાસે આવી જતાં એક તેજકણીના મધ્યમાં વિચિત્ર હસતું અને કટાક્ષ ભંગિઓની ભૂલભૂલામણી વિલસાવતું સ્ત્રીમુખ દેખાયું; બીજી તેજકણીના મધ્યમાં દ્રાક્ષાસવની સરિતા ઉપરની બુધ્બુદ લહરીઓ ચળકી રહી. બંનેનો જુદો જુદો ને કોઇક વાર એક પણ થઇ જતો નાચ શિકારીનાં નયન આગળ જામી રહ્યો.

"મ્હારા એકાંત અને અંધકારમાં આવી ચ્હડનાર ત્હમે સત્ત્વો કોણ છો ?"

"અમે વિપયાસક્તિની બેલડી છિયે. પ્રકૃતિ અમારી માતા, અતિમાત્ર અમારો પિતા, જેનાં અનિયમ, અવિચાર, અપજિજ્ઞાસા, અને મોહ એવાં ચાર મુખ છે. અમે પર્વતો અને નદીઓથી પણ પુરાણ છિયે, પ્રાચીનમાં પ્રાચીન જંતુથી યે પ્રાચીન છિયે, તથાપિ સુરલોકમાં પણ અમારી સ્વચ્છંદ-ગતિ હોવાથી સદા નવજુવાન અને અમર ઉમંગી છિયે."

પ્હેલી કણીમાંથી બે નખરાંબાજ બાહુલતા આગળ ધસી. તે કહે, "આવ, આવ, મ્હારી બાથમાં. જો તો ખરો, યાર, મ્હારા ગુલાબી ગાલનો સ્પર્શ મશરૂ જેવો છે, મ્હારાં સ્તન હુંફાળાં છે. ત્હારું હૃદય શીંગડું થઇ જાય તે પ્હેલાં

આવ, તેમાં હું મસ્તી અને ઉછાળા અને જીવન સર્વસ્વ રેડું."

બીજી કણીમાંથી એક હીરાજડિત ભરેલો જામ નીકળ્યો, અને તેને જ જાણે વાચા થઇ હોય એવા બોલ શિકારીને સંભળાયા: "જો મ્હારું તેજ, મ્હારો રંગ, મ્હારી ઝપટ. ચાખી તો જો, દોસ્ત, ત્હારું મગજ જ ઝણઝણી રહેશે, તરંગ પર તરંગ અનુભવશે, લોકોત્તર પ્રેરણાઓથી ઉભરાશે. જુવાની તે હું, ધૂન તે હું, પવનપાવડી તે હું, દિવ્યદૃષ્ટિ તે હું, સોમવલ્લીની સુરેશ્વરજિત શક્તિ તે હું, નિયતિસ્વામી દેવાધિદેવ વરુણની વારુણી તે હું."

બંને સાથે લાગી કહે, "અરે ભોળા, અરે ભૂલા પડેલા મર્દ, મર્દો અમારે પગલે પગલે ચાલે છે, અમારા શાગિર્દ અને વલ્લી બનવામાં જ મર્દોની હક્ક ગણે છે. આવ અને ત્હારી મેળે અખતરો જો. અમારી બિરાદરીનું જીવન જ ખરું જીવન છે, લોહી અને આત્માની, સ્થૂલ અને સૂક્ષ્મની સાચી મુહબ્બત છે. ઇશ્કે ઇલાહી અમારો જ છે."

વર્ણનનો આ ભાગ સાંભળતો ગયો તેમ તેમ ઉ-વો-લ્ડોનું કૌતુક વધ્યું. પોતાના ચિત્રપટમાં આ દૃશ્ય અતિ ઝાંખું અને ટૂંકું હતું. મુસાફર જાત-અનુભવની નવી જ કડી સાંકળતો હતો. તેની ખીલવટ સાંભળવા—જોવામાં લીન થયેલો ઉ—વોલ્ડો છેલ્લાં વાક્યો થઇ રહેતાં ખડ ખડ ખડ હસી પડયો. મુસાફર તેના નિર્દોષ બળવાન અંતરમાંથી આપોઆપ ઉછળતું અને આખા અંગમાં છવાઇ રહેતું આ અટ્ટહાસ જોઇ જ રહ્યો. એ હાસ્યની ઝબકની સાથે પોતાને નવો અમૂલ્ય અનુભવ મળ્યો એમ મુસાફરને થયું, અને તેણે વર્ણન ચલાવ્યું.

શિકારી કહે, પોતાના અંતર જોડે જ વિવાદ કરતો હોય એમ કહે, " અહો તે અંધકાર ! અને આ આંખોને આંજતો લાલપીળાં ચગચગાવતો વિચિત્ર પ્રકાશ ! " ઘડી આંખે હાથ દાબી દેતો અને ઘડી આંખો ફાડીને જોઇ રહેતો શિકારી સંકલ્પવિકલ્પમાં દોલાયમાન જણાયો. તેની આવી સ્થિતિ કેટલો વખત ચાલી કોણ જાણે. અંતે તેના બ્રહ્મચર્યામાં સંસિદ્ધ મુખ ઉપર તેજ સ્ફુરવા લાગ્યું, અને તે કહે, "મ્હારી પંખીરાજ **સત્ય** માટેની તૃષા આ અંધકારમાં છીપે એમ નથી, પણ એ પવિત્ર તૃષાને વિરોધી કે તેમાં વિષ ભેળવી શકે એવું પણ એ અંધકારમાં કશું યે નથી. અને–અને–આ ધૂમકેતુ, લાલપીળી, ઘડીઘડી પલટાતી, અસ્થિરતા–મૂર્તિ છતાં અમરતાનો દાવો કરનારી કણિકાઓ ?–એ એ મ્હારી તૃષાને છીપવી શકે ખરી ? "–સવાલ પૂરો ઉચ્ચારતાંની સાથે એના સ્થૂલ સૂક્ષ્મ તમામ તંતુઓમાંથી એક વિશાળ હાસ્ય ગાજ્યું, અને તે ગડગડાટના કેંદ્રમાંથી " દૂર ! " એવી આજ્ઞા બંદૂકમાંથી ગોળીની પેઠે છૂટી, તેના ધક્કાથી બંને કણિકાઓ ક્યાં ને ક્યાં ઉડી પડી, અને જોતજોતામાં દૃષ્ટિમર્યાદાની બ્હાર લપાઇ ગઇ.

પાછી રાત જામી. **અ**તિશ્રદ્ધાના પ્રદેશમાંથી નીકળી જનાર પ્રવાસીને આ પરમ **ના**સ્તિ અને નિરપવાદ **અ**શ્રદ્ધાના ઘોર તામિસ્રમાં થઇને જ માર્ગ છે. કોઇ એ પંથ કાપતાં કાપતાં જ ખપી જાય છે, કોઇ કણિકાખેલડીનાં પ્રલોભનોમાં ફસી પડે છે, કોઇ એ ગાળો ચપટીમાં વટાવે છે, કોઇને એમાં વર્ષોનાં વર્ષ ખુવાર થવું પડે છે.

આખરે આપણા શિકારીને દૃષ્ટિમર્યાદા ઉપર આછા સ્થિર પ્રકાશ જેવું જણાયું અને તે આસન છોડી ઉતરીને તે તરફ જવા દોડયો. પ્રકાશ વધતો ગયો. પ્રાતઃકાલનો બાલાતપ જ્યાં બધે છવાયો, ત્યાં એક છેડે હાથીઓની એક પાછળ એક હાર ઢોળાવ ઉપર ગોઠવાઇ હોય એવો ઘેરો વાદળપટ, ગગનના ચોથા ભાગ સુધી ઉંચો તેના જોવામાં આવ્યો. તે પૂરા વેગથી દોડવા માંડયો. **જ્ઞાનસાગરે** કહેલા **વાસ્તવિકતાના** પર્વતોની તળેટીમાં આવી પ્હોંચ્યો. જુવે છે તો તળેટીમાંથી પર્વતો ચડવાની પગથીઓ બેશુમાર હતી. શિકારી ઉલ્લાસમાં આવી ગયો. સૌથી સાંકડી અને વિકટ લાગતી પગથી તેણે પકડી અને ચડવા લાગ્યો. ગાન ગાતો જાય અને તેનાં તાલ સાથે ઉપર ધસતો જાય, આસપાસના ડુંગરાઓમાં એના ગાનના પડઘા ફેલાઇ રહ્યા; કોઇ કોઇ વાર તે ઉંચા ગગનમાંથી પાછા ગવાતા હોય એમ ચમત્કારિક પડઘા પણ સંભળાતા, અને તેનો ઉત્સાહ વધતો. એક ગાન પૂરું થતાં બીજું, અને તે પ્હેલાં ત્રીજું, એમ એકબીજામાં અવનવી રીતે અખંડ સંકળાતી સંગીતમાલા ગુંથતો ગુંથતો તે ચડતો ગયો. “હમણાં પ્હેલું શિખર તો આવશે. તે ઓળંગી ઉચ્ચતર શિખર ચડીશ. થોડા માસ, બહુ તો બેચાર વર્ષમાં ઠેઠ પ્હોંચી જઇશ; ચડાવ અઘરો છે ખરો, વધુ વધુ અઘરો થવાનો જ, પણ એ તો હોય જ; બેચાર પીછાં શું, હું જ એટલાં પીછાં મેળવીશ, કે મ્હારા પીછાનાં જ દોરડાં વણીશ, જાળ પણ ગુંથીશ, અને કદાચ પંખીરાજ **સત્યને** પણ પ્રાપ્ત કરી ભેટી શકીશ !”

એ ઉલ્લાસ, એ ગાન, એ આશા વર્ષ બે વર્ષમાં શમી

ગયાં. ચડાવ કપરો જ થતો ગયો. બંને બાજુ સીધી લીલોતરીનું નામ ન મળે એવી દિવાલો, અરે મહાકાય નક્કર ધારો, અને વચ્ચે વચ્ચે અણચિંતવ્યા અગાધ ગર્ત્ત, અને ક્વચિત્ આગલાં પ્રવાસીઓનાં સૂકાં ધોળાં અસ્થિ, તથા પગથી પણ આછી આછી થઇ છેક ન જણાય અને ભ્રમમાં નાખે એવી; હવા પણ એના શ્વાસોચ્છ્વાસને માટે વધુ પાતળી અને જલદ થતી ગઇ.

શિકારી આગળ પગથી જ નહીં એવી જગાએ ચડી આવ્યો. કોઇ ચડેલું નહીં એવી શિલાઓ અને ધારો ઉપર સમાલી સમાલીને પગ મુકતો મુકતો તે ધીમે ધીમે આગળ વધતો ગયો.

નહીં જેવા ઢાળવાળી ઉત્તુંગ ગગનચુમ્બી દિવાલ સામે આવી લાગી. "આમાં હું પગથિયાં કોરીશ, અને એમ ટોચ સુધી પ્હોંચીશ એટલે,–બસ, બેડો પાર!" કલ્પનાકાંટલાથી તે ખોદવા લાગ્યો. બે ચાર પગથિયાં થાય ત્યાં નીચેનું એક પગથિયું ખસી જાય કે ધસી પડે અને નવેસર આરંભ કરવો પડે. પણ તે નિરાશ ન થયો. "આ નિસરણી તો કરૂં જ કરું," એ એનો આગ્રહ ચળ્યો નહીં.

તે એ દિવાલની ટોચે પ્હોંચ્યો અને ચોતરફ જોઇ રહ્યો. પોતાના અતિશ્રદ્ધાના વતન ઉપર વાદળાં જામેલાં હતાં; રાત્રિનો કારમો પ્રદેશ ક્યાં આગળ હશે તે કળાતું પણ ન હતું. અને આ પોતે નવી નિસરણી કોરી કોરીને ચ્હડયો તે ગિરિ જેની ગોદમાં એક બચ્ચાં જેવો જ હતો તેવો મહાગિરિ જ રસ્તો રોકીને સીધો ઊંચો ઝઝૂમી રહ્યો હતો, જે તડકાને પાછો મારી તેની આંખને આંજી દેતો હતો. એ

કેટલો ઊંચો હતો તે પણ શિકારીથી જોઇ શકાયું નહીં. તે એક ગિરિ ન હતો; થર ઉપર થર ઊંચાં ચડયાં જ જાય એવું એ એક ગિરિમંડલ હતું. શિકારીને અહીં પોતાની શક્તિની અલ્પતાનું માપ ધગધગતા અંગારની પેઠે બાળી રહ્યું. તે ઘુંટણે પડયો અને પાછો ઊઠયો ત્યારે તેના ચ્હેરા ઉપર લોહી ન હતું. અહીંની હવા પણ તેને ઇજા કરવા લાગી.

તેણે એક જગા પસંદ કરી અને જેટલાં કોરાય તેટલાં પગથિયાં કોરવાનો નિશ્ચય કર્યો. રાતને દિવસ તેના કાંટલાના ઘા સંભળાઇ રહ્યા. આ પ્રદેશમાં બીજો અવાજ જ ન્હોતોઃ વર્ષો વહ્યાં. વર્ષે વર્ષે થોડા પગથિયાં વધતાં, અને શિકારી જરાક ઊંચો ચડેલો દેખાતો.

તેના કામ કરવાના કલાક ધીમે ધીમે ઘટતા ગયા. કાંટલો હાથમાં હોય અને આંખ મળી જાય એમ પણ વધારે વધારે બનતું ગયું. છેક થાકીને રાતે પડે, ત્યારે ઉંઘ માંડી જ આવવા લાગી. અને અદઉઘાડી આંખે અર્ધ જાગતો પણ ઢગલો થઇને તે પડયો હોય, ત્યારે તેને નહીં સ્વપ્નનાં નહીં જાગૃતિનાં એવાં દશ્ય દેખાવા લાગ્યાં. હવામાંથી ફાટોમાંથી અને ગર્તોમાંથી અવર્ણનીય આકૃતિઓ તેની આસપાસ તરવરવા લાગી અને કહેવા લાગી–"અરે એકલવાયા માણસ, ત્હારું કામ જરા અટકાવ, જરા વિસામો લે, જરા અમારી સાથે વાતચિત તો કર."

આ કામ એ જ મ્હારું જીવન છે. જરા અટકું તો મ્હારું આવી જ બને, ત્હમે સૌ મ્હારા ઉપર ચડી બેસો.

"જો જો, નીચે ખાડાઓમાં નજર નાખ. કેટલાં અસ્થિ પડયાં છે! અને એથી સોગણાં હજારગણાં અસ્થિ,

અમે ત્હને ખાતરીથી કહિયે છિયે કે કાળમાં ગળી પચી ક્યાં ઉડી ગયાં છે તેનાં નામ નિશાન પણ નથી ! એ સૌ જ તું જેવા શૂર, તું જેવા દ્દઢ, તું જેવા ખંતી, તું જેવા કુશળ હતા. સૌ એક પછી એક થાક્યા, સૌ હાર્યાં, સૌ સૂતા,–સૂતા તે સૂતા. એ છેલ્લી નિદ્રા કેવી શાંત, કેવી મીઠી, નહીં થાક, નહીં લગની, નહીં મગજના કીડાની સળવળ.”

શિકારી નેત્ર પૂરાં ઉઘાડી સ્થિર સ્વરે બોલ્યોઃ મ્હારું વતન, મ્હારો પંથ, મ્હારા લોક, ત્યજી દીધા, ઘોર રાત્રિમાં ભટક્યો; પ્રલોભનોને મગતરાંની જેમ ઉરાડી મુકી આગળ વધ્યો. અહીં સુધી ચ્હડ્યો; અહંકારને પણ સાપ કાંચળી ઉતારે તેમ ઉતારી નાખ્યો. વાટમાં જ મ્હારી દોરી ત્રુટશે તે જાણું છું. હું તૈયાર જ છું. જાઓ, ત્હમારું કાળું કરો.

તે અવાજો કહેઃ “અમે ક્યાં બીજું કહિયે છિયે ? અમે એ જ કહિયે છ કે તું આવી રહ્યો છે. ત્હારા વાળ ધોળી પૂણી જેવા થઇ ગયા છે, ત્હારા શરીરમાં માત્ર હાડ અને ચામ રહ્યાં છે, ત્હારો કાંટલો પણ બૂઠો થયો છે અને તેમાં ફાટો પડી છે કે પડશે. બહુ તો તું આ નિસરણી પૂરી કરીશ. તેની પાછળ બીજા કેટકેટલા ગિરિરાજો હજી બાકી છે, જાણે છે ?”

શિકારી કહે, “જાઓ, જાઓ, પછીની વાત પછી. ગમે ત્યારે દેહ પડો, પંખીરાજ **સત્યની** વફાદારીમાં જ મ્હારા શ્વાસોચ્છ્વાસ ચાલે અને છેલ્લો શ્વાસ પણ એ વફાદારીનો લઉં, એ શિવાય અન્ય કામના મ્હને છે નહીં.”

તે રાતે શિકારીને ગાઢ નિદ્રા આવી. જાગ્યો ત્યારે એક રાતમાં જાણે તેના આયુષ્યમાંનાં છેલ્લાં પાંચ વર્ષ હજી

હવે શરુ થતાં હોય એવો તાજો થઇને ઉઠયો, અને કામે લાગી ગયો.

તે આ દિવાલની પણ ટોચે પ્હોંચ્યો. પણ બસ. તેની બધી શક્તિ આવી રહી. ટોચ ઉપર ચ્હડીને તે સૂતો, " હવે ભલે મહાનિદ્રા પણ આવો, " એ ભાવથી તે સૂતો. ત્યાં નીચે દૂર દૂર દૃષ્ટિમર્યાદા સુધીની તમામ ખીણો ઉપરથી વાદળાં ખસી ગયાં અને મોતની છારી વાળી આંખ પોતાના બચપણનાં ઝાડઝુંડ અને ખેતરો, છેક ન્હાનાં રમકડાં જેવાં, પાછાં એક વાર જોઇ શકી. બચપણે સાંભળેલાં વ્હેળાઓનાં ગાન અને પંખીઓના કલ્લોલ, અને પોતાના ગામલોકના ગાનતાનના કંઇ કંઇ સૂર પણ તેને કાને અથડાયા. સૂર્યનું એક કિરણ રોજ નવેક વાગે છાજમાંથી સોંસરું આવી પોતાના ઘરની ઓશરીમાં અમુક સ્થળે ચાંદરણું પાડતું હતું, તે કિરણ વા ચાંદરણું જ જાણે આખા ઘરને તેજોમય બનાવી પોતાની પાસે આણતું હોય એમ તેને લાગ્યું, અને આમ અતિનિકટ આવેલા ઘરમાં તેણે પોતાના જૂના મિત્રોમાંથી કોઇ કોઇના સ્વર પણ ઓળખ્યા. તેની આંખમાં બોર બોર જેવાં આંસુ આવ્યાં.

" અરેરે, ત્યાં જેઓને મોત આવે તેઓ આમ એકલા નથી હોતા ! "

પળમાં ખીણો ઉપર વાદળાં ફરી વળ્યાં અનેશિકારીએ પાસું મરડ્યું. તેના વિકલ જેવાં ગાત્ર કઇંક જંપ્યાં અને વળી તેના મુખમાંથી ધીમા ધીમા ધીમા બોલ નીકળતા ગયા; " કેટલાં વર્ષ કેટલા દાયકા હું મથ્યો. નવજુવાની, ભરજુવાની ઘડપણ, રજે રજ મેં હોમ્યાં. પંખીરાજ મ્હને ન મળ્યો, મેં

શ્વાસ નથી ખાધો, મેં મ્હારો ત્યાગ એકે વાર આગળ નથી કર્યો, અસંતોષની વરાળ સરખી કહાડી નથી. પંખીરાજ મ્હને ન મળ્યો. દર્શન પણ મ્હને ન થયાં. પ્હેલ પ્રથમ પેલી જે ઝાંખી પામ્યો તે જ માફ.

"હશે. આ અહીં હું સૂઉં છું ત્યાંસુધી હવે પછીના પંખીરાજના ઉપાસકો ઉછળતે લોહીએ ભલજુવાનીમાંજ ચડી આવશે, અને પોતાની જુવાની અને શક્તિ અહીંથી આગળ વધવામાં હોમશે. એમ કરતાં કરતાં કરતાં કોઇ કાળે કોઇ ઝમાનાના પ્રવાસી પંખીરાજને પોતાને ભેટશે ખરા. અવશ્ય.

"આ વિકાસક્રમમાં આ આરોહણેતિહાસમાં મેં પણ મ્હારી જાત ગાળી નાખી છે એ મ્હારી પંખીરાજ માટેની વફાદારી. એ જ મ્હારું જીવન. એ જ મ્હારું વેતન. એ જ મેં વર્યું હતું. હું એનો બંદો, એમાં જ મરું છું.

"હા, મ્હારો અંતરાત્મા એ ભાવિ પ્રવાસીઓના પગરવ, વધતા વધતા જતા જ પગરવ, આજે પણ સાંભળે છે. આવો, ભાઇઓ, આવો, ચડો. આ મ્હારા હાડપિંજર ઉપર પગ દઇને ધસો. આગળ ત્હમે પણ આગળ આગળ આગળ ઠેકઠેકાણે એમ સૂજો, અને ત્હમારા ઉપરથી યે ઝમાને ઝમાને ઝમાને ઝમાતે ભાઇઓનાં પગલાં આપણી કુચ આગળ ચલાવશે: અવશ્ય."

તેની નિસ્તેજ આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. તે લૂછવા તેના કરચળી વાળા હાથ મુશ્કેલીએ ઊંચા થયા. ત્યાં ઊંચે વ્યોમના કલશમાંથી એક અણિશુદ્ધ રૂપેરી પીછું સર્યું. એ શાંત, નિશ્ચલ, નિરંતરાય વાતાવરણમાં, એ સ્થિર કોમળ પ્રકાશમાં તે કિરણની માફક સીધું અને નિમિષમાં જ ઉતરી

આવ્યું, અને શિકારીના કરચળી વાળા હાથને છાતીને અને કપાળને મલમલના તાંતણાની નાજુકતાથી સ્પર્શી રહ્યું; માતા ઉંઘમાં ધાવવાનું સ્વપ્ન જોતા ઓઠ, હલાવતા બાલકને ઓઠ ઉપર ચૂમે એવી નાજુકતાથી તે પીછું શિકારીને સ્પર્શી રહ્યું. શિકારીએ તે પોતાની આંખે લગાડ્યું, તેને ગાલ ઉપર અડે એમ બાથમાં લઇને સૂતો, અને આ છેક અણધાર્યા હર્ષ-રોમાંચમાં તેનો શ્વાસોચ્છ્વાસ પૂરો થયો.

ઉ–વૉલ્ડોની આંખમાંથી પણ બેચાર શાંત ટીપાં સ્તંભ ઉપર ચળકયાં. મુસાફરે પોતાની સુંદર વાણી થંભાવી દઇને સવિશેષ સુંદરતા સાધી. ખરા કલાકરોમાં કલાની આ લાઘવ-લીલા હોય છે. પોતાના સર્વોત્કૃષ્ટ રંગને, શબ્દને, સૂરને તેઓ રંગાભાવ શબ્દાભાવ સૂરાભાવવડે ખીલવે છે. તારામંડિત રાત્રિની ખરી ખૂબી તારાઓથી હશે કે વચ્ચે વચ્ચેના અવકાશથી?

આખરે એક લાંબો શ્વાસ લઇને ઉ-વૉલ્ડોએ ઊંચું જોયું અને સવાલ કર્યો: "આ બધું ત્હમે ક્યાંથી જાણ્યું? આ સ્તંભ, આ લાકડા ઉપર તો એ કંઇ આવી સ્પષ્ટતા કે છટાથી ઉચ્ચારાયલું છે નહીં."

મુસાફર કહે. "આખું આખ્યાન, બેશક, આ કોતરણીમાં નથી; પરંતુ, જે બનાવો જે અનુક્રમમાં કોતરેલા છે તે સહૃદયતાથી ઉકેલવામાં આવે, તો આખું ગે આખ્યાન, બેશક, નિઃસંશય, સૂચિત ફલિત ધ્વનિત થાય છે. કલાનું વિશિષ્ટ લક્ષણ એ છે કે તેના વાચ્યાર્થ કરતાં તે ઘણું વધારે કહે છે, અને ઉતરતા પ્રકારની કૃતિઓમાં પણ સાચી કલા હોય છે તો વાચ્યોત્તર અર્થ–અર્થો પણ હોય છે. કલા આત્માને આત્માની વાણી છે. કારીગરી નબળી હોય તથાપિ જે આત્મા તેમાંના

આત્મનું દર્દ અને તેનો તેણે સાધેલો તરણોપાય ઉકેલે છે, તેજ આત્મા એ કૃતિને સાચી ઉકેલે છે. કોઇ કોઇ કૃતિ વિષે પંડિતો ટીકા કરે છે, તેને ઉતારી પાડવાના આશયથી, કે કર્તાએ એમાં કહેલું હોઇ ન જ શકે એવું ઘણું ઘણું લોકો એમાંથી ઉકેલે છે; આ ટીકાખોર ક્યાટિયા સમઝતા જ નથી જે આમ જેને તેઓ અવગુણ કે અપલક્ષણ લેખે છે, તે તો સાચી કલાનું એક મોટામાં મોટું ભૂપણ અને લક્ષણવિશેષ છે. એક સુંદરતાના હજાર અર્થ કરિયે, તે પછી તુરત પાછા બીજા હજાર પણ કરી શકિયે, અને દરેક અર્થ આત્માના ઉંડાણોથી નખશિખ સુધી એકરસ હોય અને કૃતિ તેના વસ્ત્ર કે આધાર કે ઉદ્ગયનભૂ કે ઉદ્ગાર કે આક્ષેપ કે કેતુ તરીકે બંધ બેસતી હોય, તો કોઇ આત્મા એ કૃતિમાં એવો એક અર્થ વાંચે અને કોઇ બીજો આત્મા તેજ કૃતિમાં એટલો એકરસ પણ પ્હેલાથી તદ્દન ઉલટો અર્થ વાંચે, તો તેમાં પણ કંઇ નવાઈ જેવું નથી. બે પરસ્પર વિરુદ્ધ જેવા અર્થ સાથેલાગા સાચા ન હોઇ શકે એ સિદ્ધાંતને નૈયાયિકો ગમે તેટલો સ્વતઃસિદ્ધ માને, પણ કલા એવી એવી સ્થૂલ બેડીઓ સ્વીકારતી નથી. લગભગ પ્રત્યેક કલાકૃતિ અન્યોક્તિ પણ હોય છે, અને જે મુક્તક દાતા સુમ્ભને મારે, તેજ મુક્તક સુમ્ભ દાતાને મારી શકે, એમાં અસ્ત્રની અસ્ત્રના ઘડનારની અસ્ત્રના વાપરનારની અને સર્વના પેટમાં પેસતાં સર્વથી અલગ રહી શકનાર કલાકારની ખૂબી છે.”

ઉ-વૉલ્ડો કહે, “હું બાળક હતો ત્યારથી ત્હમારા જેવા સહૃદય અને જ્ઞાની પુરૂષને મળવાને તલસ્યા કરું છું.”

તેણે સ્તંભનું વજન મુસાફરના ખોળામાંથી લઇ લીધું, અને તેની છેક પાસે આવીને બેઠો. તેને કુતરાના જેવો હેતાળ અને પોતાનું ગણી લે તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ મુકનાર જોઇને મુસાફરને કઈં કઈં વિચાર થયા. થોડી વારે તેણે કહ્યું,

" ત્હમે મ્હારે સારુ એક કામ ન કરો ? "

તુરત ઉ-વોલ્ડો ઉભો થઇ ગયો.

મુસાફર કહે, " અરે, બેસો બેસો, મ્હારે ત્હમને દોડાવવા નથી. વાતોજ કરવી છે. ત્હમે આટલા મોટા થયા ત્યાં સુધીમાં શું શું કર્યું તે મ્હને કહી સંભળાવો, મ્હારી એટલી ઇચ્છા તૃપ્ત કરો. ત્હમારી કૃતિ બતાવી તો કૃતિના કર્તાનું અભિજ્ઞાન પણ કરાવો. "

ઉ-વોલ્ડોને કંઇ જ સમજ પડી નહીં. થોડી વારે તે બોલ્યો, "અહીં આ નિર્જન જંગલી સાધનશૂન્ય કર્તવ્યહીન પ્રદેશમાં માણસ શું કરે જે? મેં કંઇ જ કર્યું નથી, કંઇ કર્યું જ નથી, કંઇ પણ કર્યું નથી જ. "

" ના, એમ નહીં. આ ત્હમે જેનો નકાર ભણી મીંડું વાળો છો, તે જ મ્હારે મન મૂલ્યવાન વસ્તુ છે. ત્હમે કહો છો, 'શું કર્યું છે, કંઇ નહીં,' તો એ 'કંઇ નહીં' નું વર્ણન જ મ્હને સંભળાવો. ત્હમને પ્રથમપ્હેલી તીવ્ર ઇચ્છા શેની થઇ હતી, સાંભરે છે ? "

ઉ-વોલ્ડોએ સંભારવા માંડ્યું. શરુવાતમાં તે અચકાઇ અચકાઇને બોલવા લાગ્યો. પણ પછી ધારા છૂટી: છેક બનાવહીન જેવા ભૂતકાલમાં પણ આપણે ખોદવા માંડિયે, તો અખૂટ ખાણ ઉઘડી આવે છે.

ઉ-વૉલ્ડોનું પોતાના જીવનનું બયાન ગાંઠગુચ્છાવાળું અને અસ્પષ્ટ જ થયું. તેમાં ન મળે માપ ન મળે ગોઠવણ ન મળે બનાવોનાં મૂલ્ય આંકવાનું એક સરખું ધોરણ. ભૂતકાલ દૃષ્ટાથી આઘો આઘો જાય છે પછી જ તે તેને ખરો ઉકેલી શકે છે. તથાપિ ઉ-વૉલ્ડો જે કંઇ ભાંગ્યું ત્રુટયું કહી શકયો તેમાં પણ મુસાફરે જે તેના અટ્ટહાસની પલ્લે જોઇ લીધું હતું તે તત્ત્વ, તેજ પોલાદી તાર સળંગ પરોવાયલો જોયો, અને તે બોલ્યો, તેણે બોલી જવાયું:—

"ભાઇ ત્હમારું સાદું સંગીન ચારિત્ર્ય આ સ્થાનમાં ઢળાવા ગંઠાવા સુદૃઢ બનવા પામ્યું, તે ત્હમે ખરેખરા સુખી."

ઉ-વૉલ્ડો જોઇ રહ્યો. તેણે એમ જ માન્યું કે આ મુસાફર તેને બનાવે છે.

મુસાફર તે સમજી ગયો અને ખુલાસો કરવા બોલ્યો:–

"હા ભાઇ આ જંગલ અને આ ગેરુ જમીન અને આ શાહમૃગોમાં પ્રલોભનો જેવું કે નઠારી સંગતિ જેવું કે આભાસી મહત્તેષણા જેવું શોધ્યું જડે એમ નથી. અને બચપણમાં શીખેલા ધર્મ અને આચારમાં ત્હમારી શ્રદ્ધા ઓગળી જાય તો પણ ત્હમે અહીં નીતિપંથમાં નિશ્ચય વણ્યા જાઓ છો અને ત્હમારું સદાચરણનું ચારિત્ર્ય બંધાવા પામે છે. અત્યારે આપણે આપણી સંસ્કૃતિમાં ધર્મને અને નીતિને ઓતપ્રોત જ રાખ્યા છે, અને એકને ભ્રમણા માનિયે તો પણ બીજું સનાતન છે એમ ન્હાનપણે કે મોટપણે કોઇ જ આપણને સ્પષ્ટ કહેતું નથી. પરંપરા પ્રાપ્ત ધર્મને ભ્રમણા માનનાર સૌને માટે નરી એકરસ અશ્રદ્ધાના અંધતામિસ્રમાં થઈનેજ માર્ગ છે. અને એ પ્રદેશમાં ત્હમારા શિકારીને,

ત્હમારી કલ્પનાના આ મનુવામનને, મળ્યો એવો સંગીન સ્તંભ નાસ્તિક થયા છતાં સદાચરણ અને નીતિના સંયમોમાં-બ્રહ્મચર્યામાં-દૃઢ રહ્યા હોય છે તેવાને જ હાથ આવે છે, અને તેના ઉપર આસન વાળીને બેઠેલા જ વિષયવાસનાઓના લાલપીળાં પ્રલોભનોથી ઉગરી શકે છે. આ મહદ્‌ભાગ્ય ત્હમને અહીં રહ્યાથી જ પ્રાપ્ત થયું છે. અને હવે ત્હમારું ચારિત્ર્ય બંધાઇ ચુકેલું હોવાથી શ્હેરોની મેદનીમાં જઇને રખડશો તોય ત્હમને આંચ લાગવાની નથી.

"શ્હેરો અને સુધરેલી કહેવાય છે તે દુનિયામાં ઉછરે છે અને અશ્રદ્ધાળુ બને છે તેમની અશ્રદ્ધા ધર્મની આજ્ઞાઓની સાથે નીતિના નિયમોને પણ ફોલી ખાય છે, અને તેવા માણસોનો એક જ અંત આવે છે: તેઓ વિષયવાસનામાં ફસી જ પડે છે, નીતિના સિદ્ધાંતોની સનાતનતા તેઓ એ સિદ્ધાંતોને તોડયાનાં પાપાચરણો કર્યાં પછી જે પ્રાયશ્ચિત વેઠવાં પડે છે, તે દ્વારાજ જાણે છે; અને એકવાર શિથિલ પડેલાં ચારિત્ર્ય પાછાં દૃઢ થઇ શકે નહીં, એટલે નિરાશાથી તેઓ વિષયવાસનામાં વધારે વધારે ડુબતા જ જીવનયાત્રા પૂરી કરે છે.

"નીતિના નિયમો તોડનાર દરેકને નિયતિ શીખવે છે જ, કે જે કોઇ હિંસા કરે છે, તે પ્રત્યાઘાત રૂપ પોતાની (સામાને હાથે) હિંસાથી ભલે ઉગરી જાય, તથાપિ જેનો વધ થયો તેના લોહીનું ટીપું ટીપું હિંસા કરનારના એટલે કે પોતાના અંતરમાં ઝલેલા ઉપસાવે છે, અને રીબી રીબીને પોતાનો વધ કરે છે જ.

" હક્કનો નહીં એવા પ્રેમનો જે કોઇ ઉપભોગ લે છે, તેને નિયતિ શીખવે છે જ, કે એ ફુલની પાંદડીએ પાંદડીએ હલાહલ છે. વૈરભાવે જે કોઇ ઘા કરે છે તેને નિયતિ શીખવે છે જ, કે એ અસ્ત્રને બે ધાર છે, તેમાંની એક પાછી તેની પોતાની ગરદન કાપવાની જ. અને ગુપ્ત પાપ જે કોઇ આચરે છે તેને નિયતિ શીખવે છે જ, કે તે પાપ બીજાથી ગમે તેટલું ગુપ્ત, તથાપિ જે એક ન્યાયાધીશ સદૈવ શુદ્ધ ન્યાય જ કરે છે, દરેકના હૃદયમાં સદા જાગતો પરમાત્મા, તેનાથી તો તે ગુપ્ત છે જ નહીં.

" નિયતિ કહો કે અનુભવ કહો, એ શિક્ષક સૌને આ પાઠ બરાબર શીખવી દે છે. અને પછી બુદ્ધિમામી સતાં થઇને ટાપસી પૂરવા આવે છે, કે ના યોગ્ય છેઃ કર્મ-ધર્મન્યાય એ જ. એ મામીને પોતાની ચકોરતાનું ગુમાન બેહદ છે. પણ જુવો તો ખરા કે તેવણનું શાણપણ આગળથી તો જે થોડા માણસોનું ચારિત્ર્ય પ્રલોભનો આવતાં પ્હેલાં દૃઢ બંધાયું હોય છે, તેવાને જ ખપ લાગે છે. પાપાચરણ પછીની બુદ્ધિ ઉલટી તે માણસને વધારે બાળે છે અને પૂરેપૂરો નિરાશ બનાવે છે. ત્હમે અહીં જ ઉગર્યા તો ત્હમે ખરેખરા સુખી. ત્હમે ધારશો તો ત્હમારા ...

ગયું. હવે ઉતરવાને ઠેકાણે પ્હોંચતાં પ્હોંચતાં મધરાત પડવાની."

ઉ–વોલ્ડો દોડીને ઘોડાને લઇ આવ્યો.

જતાં જતાં મુસાફરે ઉ–વોલ્ડોને એક ચોપડી આપી: "લ્યો, આ વાંચજો. મેં પ્રથમ વાંચી ત્યારે મ્હને લાગેલું કે આપણા ઝમાનાને મુંઝવતી ઘણી ગુંચોનો ઉકેલ અથવા તો ઉકેલ કરવાનો પ્રામાણિક પ્રયત્ન એમાં છે. ફરી ફરીને વાંચન અને મનનથી યે મ્હારો અભિપ્રાય હલકો પડ્યો નથી. આપણા કેટલાક વિકટ પ્રશ્નોને યોગ્ય પ્રકાશમાં જોવાની તો એમાંથી ઘણી સામગ્રી મળી આવે એમ છે જ. આપણા પિતાઓ અને દાદાઓ સુખી હતા, એમને આવી કશી માથાકૂટ કનડતી જ નહીં. તેઓ નીરાંતે ખાતાપીતા અને સ્હેલ કરતા. આપણે બુદ્ધિમામીનું વજન વધારી દઇને અણસરજી પીડાઓ ઉભી કરી છે, તે એ આપણા પ્રશ્નભૂતોને આપણે પાછા ખીલે બાંધી શકિયે નહીં, ત્યાંસુધી આપણને જંપ જ વળવાનો નહીં."

ઘોડાને ચલાવતાં તેણે છેલ્લું પૂછ્યું, "હા, ભાઇ, તમારું નામ?"

ઉ–વોલ્ડોએ કહ્યું. મુસાફર દૃષ્ટિ મર્યાદાની પેલી પાર અદૃશ્ય થયો ત્યાંસુધી એણે એકટશે જોયાં જ કર્યું. પછી જમીનમાં ઘોડાના ત્રણ દાબડા પૂરેપૂરા પડેલા હતા, ત્યાં નીચા વળીને એણે ચૂમી લીધી. અને સાંજ પડવા આવતાં બચ્ચાંઓને ભેગાં કરી તેમને વાડામાં પૂરીને તે બંધ ઉપર ફરવા લાગ્યો. સંધ્યાકાળનાં રંગબેરંગી આકાશમાં આજે તેને સુંદરતાની અલૌકિક સુરખી લાગી.

## કાગભૂત

[ પ્રથમ પ્રકટ **નવચેતન ઓગસ્ટ** ૧૯૨૨ના અંકમાં, પૃ. ૨૦૭ થી ૨૧૩, ચિત્ર ૧. ]

હું ખાસ નબળો નથી. નિશાળ–પાઠશાળાનાં વર્ષો દરમિયાન કસરત કરેલી, તે જોકે નિયમિત રીતે નહીં, તોપણ વચ્ચે વચ્ચે ત્રણચાર મહિના લાગટ તેની પાછળ મચીને સારી પેઠે કરેલી; એટલે એ ખીલતા વય દરમિયાન કસરતને લગતાં એકબે ઈનામ પણ મળી ગયેલાં; અને મૂલ બાંધો સારો હોવાથી મ્હારા સહાધ્યાયી યુવાનોમાં તો કસરતી પણ લેખાતો હતો. વળી મ્હારો હાથ જરા છૂટો અને ભારે હતો, અને ગુસ્સો મ્હને અણધાર્યો અને વીજળીવેગે ચડી આવતો, એટલે ખરેખરા કસરતી અને જોરાવર સાથીઓ પણ મ્હારાથી દબાતા. એટલે કે હું ખાસ નબળો નથી એટલું જ નહીં પણ સામાન્ય માણસમાં હોય તેટલી કે તેથી કંઈક વધારે હિંમત પણ મ્હારામાં છે જ; જે બનાવ આ ઠેકાણે વર્ણવું છું તે કોઈ કમજોર અને છેક કન્યારાશિ માણસની ભ્રમણા જેવો ગણવાનો નથી જ.

શાળાપાઠશાળાના સમયને બે દાયકા વીતી ગયા હશે તે પછી એક વાર મ્હને તાવ આવ્યો. તાવની આપણા દેશમાં નવાઇ નથી. બેઅઢી વર્ષમાં એકે વાર તાવની ભેટ થાય નહીં એવા માણસ કોઇક જ. મ્હારાં દશબાર વર્ષ તદ્દન નીરોગી ગયાં હશે. પણ આ વેળા તાવ આવ્યો તે પછી લગભગ દર વર્ષે તે શરદ ઋતુમાં એક વાર આતિથ્ય માગતો થયો. દર વખતે પાંચથી પંદર દિવસમાં હું પાછો સાજો થઇ જઇ કામે લાગી જતો. આમ થોડાં વર્ષ ચાલ્યું. પણ છેલ્લાં પાંચ વર્ષથી તાવ કવખતે પણ આવતો થયો, અને જ્યારે આવે ત્યારે હું નખાઇ જતો, વળી પથારીમાં એકલો પડયો હોઉં ત્યાં ચંચળ મનને તરેહવાર વિચારો આવ્યા કરતા એક વિચાર આવે તે પાંચપંદર મિનિટ ઘોળાયા કરે. બીજો વિચાર આવે, તે ઘોળાવા માંડે: ત્રીજો આવે. આ છેલ્લાના ઘોળણ દરમિયાન ગમે ત્યાં ગમે તે રીતે પ્હેલો કે બીજો વિચાર ફરી આવીને ચાલતા વિચારની સાથે ગુંચવાઇ પડે. વળી નવા નવા મુદ્દા આવે અને ગુંચવણ વધતી જાય. અને વચ્ચે કોણ જાણે કેટલીક મિનિટ મન થાકી જઇને છેક ખાલી નિશ્ચેષ્ટ પડી રહે. ઉઘાડી આંખે નીંદર જ લે. અને તે જાગી ઉઠે ત્યારે વિચારમાલા પાછી ગમે ત્યાંથી શરુ થાય. પાસે કોઈ બેઠું હોય તેની સાથે કંઇ વાત કરતાં કરતાં પણ મગજ બ્હેર મારી જાય, અને પછી તે ખસી ગયું હોય અને બીજું જ કોઈ આવીને બેઠું હોય, તેને આંખો જુવે પણ, તથાપિ મગજ તો બેભાન જેવું પેલી આગલી વાતચિત જ અટકી હોય ત્યાંથી આગળ ચલાવવા માગે. ઓરડામાં પ્રકાશ વધે ઘટે તેમ વિચારો પણ ફરી જાય. અને ખાસ કરીને

સાંઝ પડી હોય ને દીવા હજી સળગ્યા ન હોય, એ સમયે તો ભયના વિચાર પણ આવે: અસ્પષ્ટ અને છેક જ પાયા વિનાના, તોપણ ભયના. મોડી રાતે એકલો જાગતો પડયો હોઉં ત્યારે તો ચોપાસની ગાઢ શાંતિમાં અને બારીઓ વાટે અંદર ધસ્યાજ આવતા ઘનઘોર અંધકારમાં, ઓરડામાં ઝીણો દીવો બળતો હોય તથાપિ, ભયના જ વિચાર આવે; પસીનો થઇ જાય એટલો ભય પણ વ્યાપી જાય. અને મેં તો આ ઘડી સુધી ભય નામે જાણેલો નહીં એટલે મનની આ નવી અનુભવાતી નબળાઇ રોગ કરતાં અને શારીરિક નબળાઇ કરતાંય મ્હને વધારે મુઝવણમાં નાખતી. ભયની ક્ષણિક ભરતી ઉતરી જાય તે પછી—આમ કેમ થાય છે, આનો શો ઉપાય આ બાયલાપણું હવે મ્હારી કોટે વળગેલું અને અસાધ્ય નીવડશે તો એ ખમાશે જ કેમ, એ પ્રકારની મ્હારી આ મુઝવણ મ્હને વધુવધુ પજવવા લાગી.

આવી સ્થિતિ નવીસવી હતી ત્યાં મ્હને થયા કરતું કે લાવ હું એનું અથેતિ વર્ણન દાક્તરને સંભળાવું. દાક્તર અને મ્હારા સ્નેહીસબંધીઓમાં જે અનુભવી અને સમઝુ હતાં તે સર્વે મ્હારા રોગની બાબતમાં ભૂલો કરે છે એમ મ્હને લાગતું. રોગનું જોર વિશેષ જણાતું ત્યારે સહુ એનું પ્રમાણ હોય તેથી ઘણુંજ વધારે કલ્પતાં. અને રોગ કાબૂમાં આવેલો જણાય ત્યારે સૌ, દાક્તર પણ, એથી ઉલટી ભૂલ કરતાં, અને ચાર આની રોગ હોય તથાપિ અર્ધો આની જ રહ્યો હશે એમ ધરાર માની લેતાં. મ્હારો દાક્તર વિચારશીલ અભ્યાસી, તરંગી, અને બણબોદિયો માણસ હતો. અને એ મ્હારું સાંભળે તો મ્હને લગભગ ખાતરી હતી કે રોગની

ચિકિત્સા એ વધુ બારીકીથી કર્યા વગર રહેવાનો નહીં, એ-ટલે મેં પ્રથમ એને જ કહી જોવાનો મનસૂબો કર્યો. પણ એમાં તો મ્હારો પાસો છેક જ અવળો પડયો. એણે કશું સાંભળ્યું જ નહીં. જ્યારે જ્યારે લાગ જોઇને હું એને સમ-ઝાવાનું શરુ કરું ત્યારે ત્યારે એ મ્હને એકડે એકથી જ અટકાવી દેતો. "જુવો. ભાઇ," એ તુરત બોલી ઊઠતો, " ત્હમારો બાંધો બહુ જ અચ્છો છે ગભરાવાનું જરા પણ કારણ નથી. મગજને રજ પણ તસ્દી ન આપશો, એટલે બીજુ બધું કાર્ય મારી દવા કરી આપશે, અને જોતજો-તામાં ત્હમે પાછા ટટાર થઈ જશો. મગજને શાંત રાખો કોઇને બહુ બોલવા ન દ્યો; ત્હમે પણ. સાહેબ, ખપજોગું જ બોલવાનું રાખો. મૌન કેળવો. મૌન, મૌન ! લોહીમાં જેમ બળ વિશેષ તેમ રોગનો ઉછાળો પણ જબ્બર. અને ઇન્જે-કશન (injection) લેવા ત્હમે રાજી નહીં એટલે થોડી વાર લાગે છે. તોપણ શો સંગીન છે ત્હમારો બાંધો ! લેશ પણ ના ગભરાવ. દવાને ઘૂંટડે ઘૂંટડે ફાયદો થતો આવે છે. લ્યો સાહેબજી ! " અધૂરામાં પૂરું વળી એ બાહોશ માણસે એજ પાઠ મ્હારી વહુ, મ્હારો મોટો પુત્ર અને માહરા મિત્રો બધાનેય ભણાવી દીધો. એટલે દાકતરની આશા છોડી જ્યારે મેં એ લોકો સાથે વાત ઉપાડવા માંડી, ત્યારે જોઈ લ્યો મ્હારી દશા ! કોઈ મ્હારું સાંભળે જ નહીં ! એક કહે, "દાકતર સાહેબનો હુકમ છે કે વધારે વાતચિત ન કરવી," અને સટકી જાય. બીજું કહે, "આવો સંગીન બાંધો છે ને આ શી અણસરજી પીડા ! મગજને શાંત રાખો, શાંત." હું અકળાતો. રોગને પત ન કરે એવો આ " સંગીન"

બાંધો, જરા વાતચિતથી નબળો પડે એ જાતની આ સૌની બીકથી કઇંક હસવું પણ આવતું. મગજની ક્રિયા મોંએ ડૂચો મારીને બંધ પાડવાની એમની બેવકૂફ રીતથી ગુસ્સો પણ થતો. પરંતુ એ આપમતીલી ટોળકીમાંથી મ્હારું કોઇએ ન સાંભળ્યું તે ન જ સાંભળ્યું. અને મેં પણ હારીને વાત જતી કરી.. ટુંકામાં, એમ કરવાની મ્હને ફરજ પડી. ખાસ તો એટલા માટે કે આ કોઇ ન જ સાંભળે અને હું અકળાઉં, ત્યારે કોઇ કોઇ વાર પરિણામ એવું થતું કે મ્હારો રોષ કાબૂમાં રહેતો નહીં, અને તેના ઝપાટામાં બીચારું ત્રીજું જ કોઇ ન લેવા ન દેવા અને સપડાઇ જતું. ભોગ તે નોકર કે બાળક કે સંબંધીના, જે આમ છેક જ જુદા પ્રકારના ઘૃતેન્ધનાદિથી પ્રજ્વલિત અગ્નિદેવની શિખાઓના સ્પર્શસુખ રૂપ યજ્ઞભાગ પામતું.

તાવે મ્હારા ઉપર છેલ્લો હુમલો કર્યો તે સૌથી જબરો હતો. ત્રણ રાત અને ચાર દિવસ તો બહુજ વસમાં ગયાં. ચોથી સાંઝે મેં આંખ ઉઘાડી ત્યાં માથા આગળ સ્ત્રીના હાથમાં બરફની કોથળી, પગ પાસે હજામત વધી ગયેલી દાઢી વાળો મ્હારો પુત્ર—જેને એવી ટેવ કે કામની ભીડ હોય તો ન્હાવાનું રહી જાય, એકાદ ટંક જમવાનો ય પડે; પણ સ્હવારે દાતણ પછી હજામત અને તે પછી અને નમતે પ્હોરે એમ ચાહના બે ટંક, એ તો કદાપિ ન પડે,—અને વચ્ચે દાક્તર, એવો ખેલ જોવામાં આવ્યો. મેં જરા હસાવવાની ઇચ્છાથી કહ્યું: "દાક્તર સાહેબ, સંગીન બાંધો!" "બેશક, સાહેબ," દાક્તર બોલી ઉઠયા, "સંગીન બાંધો, સાદું જીવન, અને મોટે ભાગે નિયમિત દિનચર્યાઃ એ ત્રણ

સિદ્ધિ જ્યાં સાથે વસે, ત્યાં દેવોના વૈદ્ય પણ કબૂલ કરે, કે અમારી જરૂર નથી. કંઈક આગન્તુક વિષ કે વિકાર પૂરતો જ દવાનો ખપ, જેનો ગુણ પણ સત્તર આના અને તાત્કાલિક. વારુ, સાહેબ, જરા બેઠા થઇ આ રંગીન પાણી વડે ખૂબ કોગળા કરો, બધી અરુચિ સાફ થઇ જશે, અને પછી ગરમાગરમ કાંજી લેજો ત્યાં હું પાછો આવું છું."

એ ઘડીથી મ્હને જલદી આરામ થતો ગયો. સાતમે દિવસે તો હું ઘરમાં હરફર કરવા લાગ્યો. બીજા એકબે દિવસમાં દાક્તરની સલાહથી અમે હવાફેર માટે ક્યાં અને કેટલી મુદ્દત જવું તેનો વિચાર કરવા માંડયો. અને આને વળતે જ દિવસે નમતે પ્હોરે મ્હારો પુત્ર આવ્યો ત્યારે મેં કહ્યું, "ભાઇ, આજ તો એમ થાય છે કે થોડું ફરી આવું." એણે પૂછ્યું, "સાથે આવું?" મેં ના કહી, એ કંઇ ચાલ્યો ગયો. મ્હારા કપડાં લાકડી વગેરે તૈયાર જ હતાં તે પ્હેરી સજ્જ થઇને હું બ્હાર નીકળ્યો.

મ્હારા મનને મૂળ તો જરા લાંબે જવા ઇચ્છા હતી. પણ નદીકિનારે ચાલતાં પાસે જ આવેલા જૂના કોટના બુરજની બેઠકથી લલચાયો. ખંભાત અને દીવથી માંડીને કોલમ્બો સુધીનાં આપણાં આરબીસમુદ્રને લાગેલાં બંદરોમાં જ્યાં જ્યાં હાલ કોટનાં ખંડેર જોવામાં આવે છે, તે બધા કોટ મૂળ ફિરંગી એટલે કે પોર્ટુગલના ઉસ્તાદ મિસ્ત્રીઓએ અગર તેમના શિષ્યો કે અનુકારકોએ બાંધેલા હશે એમ લાગે છે. જૂના મોગલાઇ કિલ્લાઓ તેમ ઘાટ પ્રદેશના મરાઠી અને આરાવલિ પર્વત વગેરે સ્થલોના રાજપૂત ગઢો

અને દુર્ગોને સરખાવી જોતાં આ બંદરી કોટોની રચના વિગતોમાં તેમ મુખ્ય ઉદ્દેશોમાં પણ અનેક રીતે જુદી તરી આવે છે. દરિયામાંથી કે તેને મળતી મોટી નદીમાંથી જ રક્ષણીય જગા ફરતી કુદરતી ખઇ થઇ જાય એવી ગોઠવણ કરીને તે ઉપર આ સર્વ બંદરોમાં અમુક જાતની જ રાંગ ચણેલી છે, તેમાં બંદૂકો માટેનાં બાકોરાં, મોટા તોપખાના માટેના બુરજો અને બીજી રચનાઓ બધે એક જ નમૂનાની દેખાય છે, જેમાં પાછળથી વલંદા કે ઇંગ્રેજોએ કોટ સમારતી વખતે થોડો જ ફેરફાર કરેલો છે. આવા બુરજોની અર્ધ કે પોણગોળિયા ફરસબંધી, જ્યાં અઢારમા સૈકા સુધી જંગી કરાલ તોપો રહેતી, તોપચીઓ ઢેડ–વિલાયતી લેબાસમાં દોર ચલાવતા, અને ખારવા આદિ રાંકડી કોમો પાસે દોર કરતાં યે વત્તું વૈતરું માર મારી મારીને કરાવતા, ત્યાં આગળ હવે ઘરડાં તેમ નવજુવાન સ્ત્રીપુરુષો અને તેમને વળગેલાં ન્હાનામોટાં છોકરાં રંગરંગી સ્વચ્છ વસ્ત્રોમાં સ્હેલ કરે છે, ટોળે મળીને કે છૂટાં છવાયાં બેસે છે, પત્તાં ટીચે છે, સોગટીઓ ટીપે છે, ગામગપાટા હાંકે છે, નાતજાતની કુથળી કરે છે, ચવેણું ખાય છે, કાકડી કેળાં, સંતરાં, તરબૂચ, દાડિમ, આદિની છાલના કચરા પાડે છે, બીડીઓ ફુંકે છે, અને રાગડા લલકારે છે. જ્યાં એક કાળે લશ્કરી દોરદમામ અને અમલદારના જુલમ નિરંકુશ હતા, તથા દુશ્મનના ગોળા ગાજી રહેતા અને ધમસાણ વાળતા, ત્યાં હવે તો હિંદવાસી છોકરાઓની રમકડાંમાં ય ગણતરી નહીં એવી ગલોલોમાંથી ઠળિયા કે કાંકરી જ ઉડે છે, સોડા વોટર અને લેમનેડની જ ગોળીઓ ખણખણે છે,

અને નહીં રસમાં નહીં રાગમાં નહીં મેળમાં નહીં અર્થમાં કે નહીં કવિતામાં, એવાં નાટકી ગાનતાન પણ ચાલી રહે છે.

કોઈકોઈ વખત એકાદ બુરજ છેક વિજન પણ મળી આવે છે.

હું આ બુરજનાં પગથિયાં ચડ્યો ત્યારે ત્યાં કોઈ જ ન્હોતું. પાસે નદી સરસા ડક્કા ઉપર બે ત્રણ બગલા બતેલા આવેલા તેમાંથી લક્કડ, નાળિએર, તાંદૂરી પથરા, ખજૂરની તાડછાની થેલીઓ, વગેરે માલ ઉતરતો હતો, અને એકબે મછવામાં પાર જવાની દોડધામ બેત્રણ સ્હેલાણી ટોળીઓ કરી રહી હતી, એટલે અહીં હવા ખાવા આવેલા હશે તે સૌ આકર્ષાઈને ત્યાં ચાલી ગયેલા. હું બેઠો. સામે પારનો ભૂખર કાંઠો, તે પાછળ લીલાં ઝાડોની હાર, તેની પાછળ સૂકાં ઘાસનો કે કાળી માટીનાં ખેતરોનો વિસ્તીર્ણ પટ, તેની યે પાછળ ઘેરી અમાપ ર્‌હોળાઈની ઘટા જેવી કોર, અને દૃષ્ટિ સીમાડે નમતા આથમતા તડકાનો આસમાની વ્યોમ-ઘુમટ, એ છેક સાદો અને જન્મારાનો પરિચિત* તથાપિ સદા મોહક પડદો આંખ આગળ ખડો જ હતો. નદીમાં ભરતી આવતી હતી અને બેપાંચ હોડી તેમાં તણાતી તણાતી પણ પોતાને માર્ગે ગતિ કરી રહી હતી. કવચિત પાછળના શિવાલયમાં કોઈ ઘંટ વગાડતું તેનો અવાજ, એ મંદિરનો કળશ

* હાલના વાંચનારાઓને કર્તાના ખાનગી જીવનને લગતું કંઈપણ શોધી કહાડવાની—કૂતરાને સુંઘ સુંઘ કરવાની હોય તેવી—ટેવ છે, માટે જણાવવાનું કે આ સંગ્રહમાં બીજી વાર્તાઓ તેમ આ પણ કલ્પિત જ છે. 'જન્મારાનો પરિચિત' એટલે આ વાર્તા નાયક પોતે સ્વમુખે કહે છે, તેને જન્મારાનો પરિચિત.

પણ બુરજની બેઠક કરતાં નીચાણમાં અને તેની ગોદમાં જ હોવાથી, કોઇ ભોંયરામાંથી ઉંચે ચડીને આવતો હોય એવો લાગતો હતો. હું બેઠો અને સિગરેટ સળગાવી. (સિગરેટની પરહેજી એ દિવસથી જ દાક્તરે દૂર કરી હતી.) એ ધુમાડાનાં બારીક અને એક બીજામાં ગુંચવાઇ મંદ મંદ ચડતાં ચકરડાં હું જોવા લાગ્યો. ત્યાં માથે આકાશમાં પંખી દીઠાં. પાંચ પચીશ સો એમ એ જોતજોતામાં વધી ગયાં. અને સર્વ કાગડા જ, બીજી કોઇ જાતનાં પંખીનું નામ પણ નહીં. જરઠ, ભરજુવાન, નવજુવાન, અને બાળક, એક પાછળ એક આવતા જ ગયા અને પાંચસો કરતાં ય વધારે થઇ ગયા. આ પંચકોશીમાં જેટલાં કાગડાકાગડી હશે તે બધાં જ જાણે આ સંધ્યાની સ્હેલગાહે આવતા હોય અને આ બુરજ ઉપરનું આકાશ એમના મેળાનું સ્થાનક હોય એમ બની રહ્યું. કાગડામાં એક ગુણ બહુ મોટો છે. એ જાતિને મ્હારા દાક્તર જેવાને પણ મૌન કેળવવાની સલાહ આપવી પડે નહીં. આ છસો સાતસોનું ઝુંડ હશે, પણ બધા જ નીરવ. અને બધા જ જાણે હવામાં તરતા હતા, હવા ખાતા હતા, ખેલાડી રાવત ઘોડાને ચાક ફેરવે, કાબેલ હાંકનાર એયરોપ્લેનને ગોળ ઘુમરી ખવડાવતો ખવડાવતો ઇંગ્રેજી આઠડાની આકૃતિઓ રચે, એક પૂરી કર્યા પ્હેલાં બીજી માંડે અને બીજીમાંથી ત્રીજી, ઉપલું વર્તુલ છેક આકાશની ટોચમાં નાખે તો નીચલું કોરતાં ત્હમારે માથે અડકશે શું એટલો પાસે થઇને જાય, એ પ્રમાણે આ સેંકડો ન્હાના મોટા કાગડા પણ પોતપોતાની પાંખોને એકસરખી પ્રસારેલી અને ઘણુંખરું નિશ્ચલ રાખીને માત્ર ડોક અને પુંછડીના “હાથ મારતા” હતા, આ સાગર

જેવા વાતાવરણનાં માછલાંઓ હોય એમ સેલી રહ્યા હતા. શ્રાવણભાદરવાના મોટા હોડાઓમાં જરા સીધું તરી વળી હિલ્લોળે ચડિયે, પાણી હીંચ લે તે સાથે આપણે હીંચિયે, તેમ ઉપલા આકાશના વાયુથરમાં જાણે હવાના લાંબા લાંબા મોજા ઊંડી હીંચ લેતા હોય અને આ કાગડાઓ તેમાં હાચતા હોય, એવી આ એમની રમત હતી.

ત્હમે કહેશો, પંખીઓમાં અધમ, વા અધમ નહીં તોપણ છેક ઉતરતી અસ્પર્શ્ય પંક્તિનો, જે કાગડો, તે વળી આમ ખેલે, તરે, સેલે, ચકડોળે ચ્હડે, ઘુમરીઓ ખાય, વાહિંડોળે હીંચકે, લ્હેર કરે, મેળો ભરે, કેવળ નિઃશબ્દ, અને સેંકડોની સંખ્યામાં ? ખૂબ ફેંકો છો ! ના, ભાઇ, ના. કાગડો પણ ગમે તેવોય પ્રાણી છે. ત્હમારા સ્પર્શ્યાસ્પર્શ્ય ભેદ રાખો ત્હમે ત્હમારી માનવ ઘટનાઓમાં. ફિલસુફો જાણે છે જ કે જન્તુસૃષ્ટિમાં અણોરણીયાનથી મહતોમહીયાન્ સુધી દરેક જાતિની જીવનચર્યામાં જીવવું, બસ જીવવું—વ્હેતી ક્ષણનો ઉપભોગ લેવો, ખાવું, પીવું, ખેલવું, વિરમવું, વિહરવું, અને તે પ્રયોગ કરવાની વૃત્તિએ, ઉપભોગ લઈ જોવાની ઇચ્છાએ, ચાખી જોવાની રીતે, મતલબ કે ખેલવાની જ ઢપછપે,— એ જીવનહેતુ સર્વવ્યાપી છે. અને જો ખલકનો સારો ખેલ આ નજરે નેવું કે નવ્વાણું ટકા ખેલ જ છે, તો કાગડા પણ ખેલે, તરે, ઉડતા ન કળાય એવી સફાઇએ ઉડે, નભોમંડળનું આખું પોલાણ પોતીકી સ્વાંગ મિલ્કત હોય એમ તેમાં યથેચ્છ પાંખ લમ્બાવે અને પોતાની બેડોળ ચાંચ પાદશાહોની આંખ જ હોય એમ દશે દિશામાં ફેરવી જુવે, એમાં ચકિત થવાનું નથી. ચકિત થાઓ કે ન થાઓ, એ

બનાવ કુદરતી છે, ઘણી યે વાર બને છે, અને તે ઘડીએ જેવો બનતો મ્હારા જોવામાં આવ્યો તેવો જ વર્ણવી રહ્યો છું.

આપણા દેશમાં સંધ્યાકાળનું આયુષ્ય બહુ જ ટુંકું છે. કાગડાઓ પણ ધીરે ધીરે શિવાલયમાં અને કાંઠે કાંઠે આવી રહેલ વડ, પીપળા, લીમડા, આમલી, કોઠી, બીલી, ફણસ, જાંબુડા, આદિમાં રાત ગાળવાને માટે પોતપોતાના પરિચિત સ્થાન તરફ ઢળવા લાગ્યા. બુરજથી થોડે દૂર ઊંચા ટેકરા ઉપર આવેલો એક જૂનો જંગી જાંબુડો ઘેરી ઘટાવાળો હતો. એ ટેકરો ઊગમણો ઢળે છે. એટલે એ જાંબુડા નીચે સંધ્યાનો અંધકાર પ્રથમ જામ્યો, અને એ મધ્યબિંદુથી જ જાણે તે ચોગમ ફેલાવાને ઉતાવળો થતો હોય એવો મ્હને ભાસ થયો. કાગડા પણ હવે ટપોટપ ઝાડો ઉપર ઉતરી બેસી જવા લાગ્યા. તેમાં એ જાંબુડામાં જ સમાસ મેળવતા કાગડાઓને ગણતાં ગણતાં મ્હારી આંખ અને બુદ્ધિ બંને હારી ગયાં. જાંબુડાની ઉપલી ઘટા તે જાણે અંધકારનું માથું અને તેમાં પાને પાને—વાળે વાળે—કાગડા, એવો મ્હને ભાસ થયો.

આવ્યો ત્યારે હું ડક્કા તરફને છેડે—આ જાંબુડાને પીઠ કરીને—બેઠો હતો. પણ ડક્કાનો ઘોંઘાટ મ્હને કંટાળો આપતાં હું સામેના બાંકડા ઉપર બેઠો. બાંકડા એટલે બુરજનો ગોળ ઘેર ગળા સમાન ઊંચો હોય તેને મધ્ય ભાગે પત્થરની જ બેઠક ચણી લીધેલી હોય છે તે. તોપો માટે જ્યાં જ્યાં ઘોરામાં જગાઓ નાખેલી ત્યાં ત્યાં બેશક એ બેસવાના પત્થર પણ ન હોય, પણ તે શિવાય ઘોરાની દિવાલને ફરતી આવી બેઠક હોય જ, તે વચ્ચે વચ્ચે આમ

ત્રુટિત હોવાથી, એવી બેઠકને લોકો બાંકડાઓ કહે તે કુદરતી જ છે. આ છેડે બેઠો અને કાગલીલા જોવા લાગ્યો હતો. હવે અંધકાર વધે તે પ્હેલાં ઘેર પ્હોંચી જવાના ઇરાદાથી હું પાછો ઉઠ્યો એટલે મ્હને સાંભર્યું કે મ્હારી લાકડી પ્રથમ બેઠેલો ત્યાં પડી રહી હતી. હું બીડી ચેતાવતો તે લેવાને ચાલ્યો અને સામે જોઉં છું ત્યાં તો—જાણે એક હાથ જેવા હાથના કરતાં પચાશ ગણો મોટો હાથ તેને જ લઇ લેવાને લંબાતો હતો! સહસા આ કાળો હાથ કેવો અને એ તે શું કૌતુક, તે જાણવા નજર નાખું છું તો એ હાથ પેલા રાક્ષસી અંધકારમાંથી લંબાયો હતો. એ આખો અંધકાર જ જમીનદોસ્ત બે મિનારા જેવા પગ લાંબા કરી તે ઉપર પોતાનું રાક્ષસી ધડ નીચું વાળી આમ લાંબે હાથે એ લાકડી લેવાનું કરતો હતો, અને તેના માથા ઉપર એક કાનથી બીજા કાન સુધીમાં એક ભયંકર કદનો કાગડો સેલી રહ્યો હતો. આવો પ્રચંડ અંધકારમૌલિ કાગભૂત દેખીને હું છળી ગયો, ખરેખર અને સોગન ઉપર કહું છું કે પાછો વળી જ ગયો, અને સામે બાંકડે જેમ તેમ પ્હોંચી બેસી ગયો. મ્હારા હૃદયના ધબકારા માય નહીં. પણ મ્હારી આંખ તો ફાટેલી જેવી એ જાંબુડાં તરફ ચોંટેલી જ રહી. ધ્રૂજતો ધ્રૂજતો પણ એ વિકરાલ ભૂત સામે જ જોઇ જ રહ્યો. તેનો દેખાવ પળે પળે વધુ કાળો અને ગંજાવર જ બનતો ગયો. આમ કેટલી ક્ષણ ગઇ હશે કોણ જાણે.

પણ ત્યાં મ્હને વિચાર થયો. અરે આ શું? કોણ હું અને શો આ ભય! લાકડી તો લઇ આવું ત્યારે જ ખરો. ઊઠ, જીવ, ચાર કદમ દૃઢતાથી ભરીશ ત્યાં આ અંધકાર–

જન્ય કાગભૂત, આ વિક્ષિપ્ત કલ્પનાનું સત્ત્વ, ફરી પોતાની માતૃકામાં વિલીન થશે અને હું લાકડી લઇને ઘેર જઇશ. સિગરેટ હાથમાંથી નીચે પડી ગઇ હતી, કોણ જાણે ક્યારે, તે ઉંચકી લઇને મેં ફરી ચેતાવી, અને ઉઠીને હું મ્હારી લાકડી તરફ ચાલવા લાગ્યો.

× ×　　　× ×　　　× ×　　　× ×

પછી ચેતના આવી ત્યારે હું મ્હારી પથારીમાં હતો, માથે મ્હારી સ્ત્રી બરફ ઘસતી હતી અને પુત્ર જ્વરનલિકામાં પારો ક્યાં સુધી ચડયો તે જોતો હતો. આંખ ઉઘડતાં સાથે મ્હારાથી સવાલ થઇ ગયો,–" મ્હારી લાકડી ? "

મ્હારી સ્ત્રીથી ન રહેવાયું ને ગાજી ઉઠી: " આ શું આ–લાકડી ! લાકડી ! લાકડી ! બેફામ હતા ત્યાં યે લાકડીનો લવારો, અને ભાન આવતાં વારને પાછી એ ને એ લાડવાઇ લાકડી ! "

પુત્ર ધીમેથી બોલ્યો: " **બા** હજી સુધી નથી તાવ ને નથી ન્યૂનાંશ.* ચાલો શુદ્ધિ પણ આવી એટલે નીરાંત થઇ. પણ **બા**પુને ગુસ્સે કરીશ તો તાવ આવે પણ ખરો હોં !–**બા**પુ, લાકડી પેલી રહી એની જગાએ, હું ગાડીમાં ભૂલી આવ્યો નથી. "

હું ગાડીમાં ઘેર આવ્યો અને વળી બેભાન અવસ્થામાં એ જાણીને મ્હને અચંબો થયો. પણ તે દાબી રાખીને મેં સિગરેટ માગી. પુત્રે મ્હારા કોટના ખીસામાંથી દાબડી કહાડી અને તે ઉઘાડીને કહે, " **બા**પુ, હમણાં થોડીવાર ન પિયો તો નહીં ચાલે ? જુઓ આમાં એક જ છે. " પાળ

*Sub–normal.

ત્રુટિત હોવાથી, એવી બેઠકને લોકો બાંકડાઓ કહે તે કુદરતી જ છે. આ છેડે બેઠો અને કાગલીલા જોવા લાગ્યો હતો. હવે અંધકાર વધે તે પ્હેલાં ઘેર પ્હોંચી જવાના ઇરાદાથી હું પાછો ઉઠ્યો એટલે મ્હને સાંભર્યું કે મ્હારી લાકડી પ્રથમ બેઠેલો ત્યાં પડી રહી હતી. હું બીડી ચેતાવતો તે લેવાને ચાલ્યો અને સામે જોઉં છું ત્યાં તો–જાણે એક હાથ જેવા હાથના કરતાં પચાશ ગણો મોટો હાથ તેને જ લઇ લેવાને લંબાતો હતો! સહસા આ કાળો હાથ કેવો અને એ તે શું કૌતુક, તે જાણવા નજર નાખું છું તો એ હાથ પેલા રાક્ષસી અંધકારમાંથી લંબાયો હતો. એ આખો અંધકાર જ જમીનદોસ્ત બે મિનારા જેવા પગ લાંબા કરી તે ઉપર પોતાનું રાક્ષસી ધડ નીચું વાળી આમ લાંબે હાથે એ લાકડી લેવાનું કરતો હતો, અને તેના માથા ઉપર એક કાનથી બીજા કાન સુધીમાં એક ભયંકર કદનો કાગડો સેલી રહ્યો હતો. આવો પ્રચંડ અંધકારમૌલિ કાગભૂત દેખીને હું છળી ગયો, ખરેખર અને સોગન ઉપર કહું છું કે પાછો વળી જ ગયો, અને સામે બાંકડે જેમ તેમ પ્હોંચી બેસી ગયો. મ્હારા હૃદયના ધબકારા માય નહીં. પણ મ્હારી આંખ તો ફાટેલી જેવી એ જાંબુડાં તરફ ચોંટેલી જ રહી. ધ્રૂજતો ધ્રૂજતો પણ એ વિકરાલ ભૂત સામે જ જોઇ જ રહ્યો. તેનો દેખાવ પળે પળે વધુ કાળો અને ગંજાવર જ બનતો ગયો. આમ કેટલી ક્ષણ ગઇ હશે કોણ જાણે.

પણ ત્યાં મ્હને વિચાર થયો. અરે આ શું? કોણ હું અને શો આ ભય! લાકડી તો લઇ આવું ત્યારે જ ખરો. ઊઠ, જીવ, ચાર કદમ દૃઢતાથી ભરીશ ત્યાં આ અંધકાર–

માથું એના ખભા ઉપર જ મુકી દીધું. ગોપાળ આવતાં મેં માથું ઉંચક્યું, અને એ બંનેના ટેકાથી હું ચાલીને ગાડીમાં બેઠો. પછી (પુત્રના ધારવા પ્રમાણે) હું બેશુદ્ધ થઈ ગયો. પુત્ર આવ્યો ત્યારથી ગાડીમાં બેઠો ત્યાંસુધી આંખ ઉઘાડી હતી અને થોડાં ડગલાં ચાલ્યો, તથાપિ એને ખભે માથું મુકાયું તે ક્ષણ પ્હેલાંથી પણ હું બેશુદ્ધ જ હતો, એ હકીકત મેં એને જણાવી નહીં. કાગભૂતના અતિભયાનક દર્શન વિષે પણ કોઇને લેશ પણ ઇશારો કર્યો નહીં.

(નોકર) કહેતો હતો એણે દસ્તૂર મુજબ ચાર મુકી હતી. એટલે કે ત્હમે ત્રણ પીધી. કેટલા વખતમાં તે જાણો છો? જુવો, અત્યારે સાત ઉપર સાડત્રીશ થઇ છે. ત્હમને પથારીમાં સુવાડયા ત્યારે સાડા સાતમાં બેત્રણ મિનિટ કમ હતી. ત્હમે ગાડીમાં બેઠા ત્યારે સવાસાતના ટકોરા વાગતા હતા. ત્હમે અહીંથી ફરવા જવા નીકળ્યા છ ઉપર બેત્રણ મિનિટે. એટલે ત્હમે કલાકમાં ખરેખર સવા કલાકથી ઓછા સમયમાં, ત્રણ તો પીધી."

વ્હાણ ખેડી ખેડીને બંદર ત્યારે આ! હું હસ્યો. પણ સાથે એને કહ્યું પણ, "વારુ ત્યારે, વાળુ કરીને." થોડી વારમાં મ્હારાં ગૃહરાજ્ઞી નીચે વાળુવ્યવસ્થા કોઠાર નિરીક્ષા આદિ એમનાં નિત્યકર્મ માટે સિધાર્યાં. મ્હારો પુત્ર પણ જતો હતો. મેં એને બેસાડીને પૂછ્યું "તું ત્યાં કેવી રીતે આવી ચ્હડયો?"

એણે બધી હકીકત કહી. મેં સાથે આવવા મના કરી એટલે મ્હને ગુસ્સે ન થવા દેવા એ ચાલ્યો ગયો, પણ સામી મેડીએ જ બારીનું એક બારણું આડું રાખીને તૈયાર બેઠો. હું બ્હાર નીકળ્યો એટલે એ થોડું અંતર રાખીને પાછળ પાછળ આવ્યો. ગોપાળને એણે સાથે જ રાખી લીધો. હું બુરજ ઉપર બેઠો એટલે એ જઈને શિવાલયની અગાસીમાં બેઠો. અંધારું થતાં એણે ગોપાળને ભાડે ગાડી લાવવા મોકલ્યો અને પોતે મ્હારી પાસે આવ્યો. મેં લાકડી લીધી હતી અને બીજો હાથ ઘોરા ઉપર મુકી હું બેસવા જતો હતો (કે પડી જાત), ત્યાં એ આવી ચડ્યો, અને મેં

માથું એના ખભા ઉપર જ મુકી દીધું. ગોપાળ આવતાં મેં માથું ઉંચક્યું, અને એ બંનેના ટેકાથી હું ચાલીને ગાડીમાં બેઠો. પછી (પુત્રના ધારવા પ્રમાણે ) હું બેશુદ્ધ થઈ ગયો. પુત્ર આવ્યો ત્યારથી ગાડીમાં બેઠો ત્યાંસુધી આંખ ઉઘાડી હતી અને થોડાં ડગલાં ચાલ્યો, તથાપિ એને ખભે માથું મુકાયું તે ક્ષણ પ્હેલાંથી પણ હું બેશુદ્ધ જ હતો, એ હકીકત મેં એને જણાવી નહીં. કાગભૂતના અતિભયાનક દર્શન વિષે પણ કોઇને લેશ પણ ઇશારો કર્યો નહીં.

# યુદ્ધકાલનો લોહી તરસ્યો ધર્મ

## કાર્ટર ડૂસ અને તેનો પિતા

[પ્રથમ પ્રકટ 'ગુજરાતી' સાતવારીયામાં ઇ. સ. ૧૯૨૩ દીવાળીના અંકમાં

આ તરજુમો ઇંગ્રેજીમાંથી થોડી વધઘટ સાથે કોની ખાતર કેવા સંજોગોમાં અને શા હેતુથી લખાયો તેના ખુલાસામાં મ્હારો એક કાગળ અહીં છાપવો પ્રાપ્ત થાય છે, તેમાંનું એક નામ ફેરવી નાખીને, અને બીજું છોડી દઇને.

"મુરબ્બીશ્રી + + + ભાઇ,

"તે રાતે હું મોડો અગિયાર વાગે આવ્યો ત્યારે ત્હમે અને રા. ભાઈ **ચંદ્રવિનોદ** બંને અત્યંત તપેલા જોવામાં આવ્યા. ભાઇ **ચંદ્ર**વિનોદ 'આ યુદ્ધકાલ જ ચાલી રહ્યો છે' એવો એના ગુરુજીનો આદેશ અક્ષરશઃ માનનારો; આપણે આસપાસની પરિસ્થિતિમાં એવું કશુંયે ન દેખનારા. ભાઇ પુખ્ત વિચાર કરીને એના માની લીધેલા યુદ્ધકાલનો સૈનિક થયેલો, અને બીજા ઘણા સૈનિકોએ એને પોતાનો એક અફસર (officer) ચુંટેલો. એવા સૈનિક લેખે, એવા સૈનિકોના અફસર લેખે, એણે અમુક કર્તવ્ય જોયું અને ઝડપ્યું. અને ઢચુપચુ સૈનિકોને પોતાની સાથે એ કર્તવ્યમાં ખેંચી તેમના

આગેવાન તરીકે આવેલો, ત્હમને વડીલને મળવા આવ્યો અને ત્હમે બે ય તપી ગયા. વડીલનું વડપણ અને બાલકનું બાલકપણ ઉડી ગયાં, બંને સામાસામી સેનાઓના સશસ્ત્ર સૈનિક જેવા બની ગયા. ધનુષમાંથી છૂટેલા બાણની ગતિ પાછી વાળવી અશક્ય, એ સાદી વાત પણ ત્હમને આવેશ અને સ્નેહમોહે ભૂલાવી દીધી. ત્હમે વસ્તુસ્થિતિને ત્હમારી આંખે જ જોઇ શકો, એ એવી સાદી વાત એને પણ આવેશ અને કર્તવ્યનિષ્ઠાએ ભૂલાવી દીધી...

"અને પછી ત્હમારા અંતરનો અનુતાપ દિવસો સુધી શાંત ન પડચો....

"दुःखे दुःखाधिकं पश्य, सुखे पश्य सुखाधिकं—એ નીતિસૂત્ર આપણ પામર માણસોને માટે હિતાવહ છે, એ ત્હમે જાણો છો. અને ઘણી વાર તે પાળવાનું સાહિત્ય અને ઇતિહાસ જ અનન્ય સાધન હોય છેઃ ઇતિહાસથી યે વધારે સાચું સાહિત્ય, સાહિત્યથી યે વધારે અસરકારક ઇતિહાસ. આવી માન્યતાથી અહીં આવીને તુરત મેં એક તરજુમો લખ્યો છે, તે આજે આ કાગળ સાથે ત્હમને મોકલું છું. યુદ્ધકાલ હાલ તો નિઃસંશય નથી જ, પણ ભાવિ કોણ જાણી બેઠું છે? ન કરે **નારાયણ** ને કદાચિદપિ બે ચાર દાયકે આવે પણ તેવા સમયનાં વધારે વિકટ કર્તવ્યો કેવાં હોય છે, તેનું આ એક ઇતિહાસથી યે વધારે સાચું, સાહિત્યથી યે વધારે અસરકારક ચિત્ર આજે પણ શાંતિથી નિહાળવામાં આવે તો બોધક છે. નકલ કરીને મોકલતાં જરા મોડું થઈ ગયું છે, તે દરગુજર કરશોજી.]

બળવંતના પ્રણામ.

ઇ૦ સ૦ ૧૮૬૧ ની ઋતુમાં પશ્ચિમ વર્જિનિયા (Virginia)માં રસ્તાની એક બાજુએ એક તામ્ર ખજૂરાના ઝુંડમાં એક સિપાહ પાછલે પ્રહરે પડયો હતો, તે લાંબોસડ

ઊંધો પડચો હતો, પગની પાટલીનો ભાર આંગળાં ઉપર હતો. માથું ડાબા હાથ ઉપર હતું. જમણો હાથ લાંબો પડચો હતો તે રાઇફલ (rifle) ઉપર હતો. એનાં અંગ વ્યવસ્થિત હતાં અને પીઠ ઉપરના પટામાં બેસાડેલી કારતૂસો (cartridges)ની ડબ્બી પળે પળે સ્હેજ ઊંચીનીચી થતી હતી, એ ચિહ્નો વડે જ તે જીવતો લાગતો હતો. ચોકી કરવાની જગાએ ચોકી કરવાનું કર્તવ્ય બજાવતાં બજાવતાં ઊંઘી ગયેલો તે એક સિપાહ હતો. આ સ્થિતિમાં તેને કોઇ જોઇ ગયું હોત તો તેને દેહાંત દંડની યોગ્ય અને કાયદેસર શિક્ષા થાત જ.

એ ખજૂરાના ઝુંડ આગળ વાંક હતો. દક્ષિણ દિશામાંથી ઊંચા ડુંગર ઉપર ચ્હડી આવીને રસ્તો આ સ્થળે પશ્ચિમ તરફ વળતો હતો, અને તેનો સોએક વાર જેટલો ભાગ અહીં ધારની ટોચ ઉપર જ આવ્યો હતો પછી પાછો દક્ષિણ તરફ વળીને રસ્તો વાંકોચુંકો ગીચ જંગલો ભેદીને નીચે ઉતરી પડતો હતો. એ બીજા વાંક આગળ ધારની ટોચના એ ખૂણાની બાજુ ઉત્તર તરફ નાગા કાળમીંઢ પ્હાણાની જ હતી, જે સીધી લીસી એક હજાર ફૂટ નીચે જામી રહેલાં સરળ (pine) ઇંદ્રભદ્ર (fir) આદિ તરુવરોનાં વન ઉપર ઝઝુમી રહી હતી. સિપાહ ઊંઘતો પડયો હતો તે ખૂણે પણ એવી જ એક નાગી સીધી દિવાલ હતી. વચ્ચેના સો વારના વિસ્તારની ધાર ઉત્તર તરફ છેક એવી સીધી તો ન હતી, તો પણ તેનો ઢાળ અને તે ઉપરની ઝાડી નામનાં જ હતાં, અને આપણો ઊંઘતો સિપાહ જાગતો હોત તો, આ બે ખૂણા, વચલો સોએક વાર લાંબો પ્હોળો રસ્તો,

અને હજારથી વધારે ફૂટ નીચે આવી રહેલો આખો પ્રદેશ, તે સર્વ એ હસ્તામલકવત્ જોઇ શક્ત; જોતાં જોતાં તેની આંખને કદાચ તંમર પણ આવત.

આસપાસ ગીચ વનો લાગી રહ્યાં હતાં. માત્ર આ બે વાંક વચ્ચેના સોએક વારના રસ્તા નીચે ઉત્તર તરફ, હજારથી વધારે ફૂટ નીચે, ધારના મૂલમાં ઉગેલાં સરળ આદિ તરુવરોનાં સાંકડાં વન પછી, પાછો એક વિસ્તીર્ણ સપાટ પ્રદેશ હતો જેમાં ઘાસ જ હતું, અને એ લીલાછંમ ઘાસની વચ્ચે થઇને એક નદી વ્હેતી હતી, જે ધાર ટોચે આવેલા રસ્તા ઉપરથી જોતાં સર્પ જેવી પણ દેખાતી ન હતી. આ મેદાન ધારની ટોચ ઉપરથી કોઇ ન્હાની મહેલાતના આંગણાં જેટલું જ દેખાતું હતું, જો કે હતું તો વિસ્તારમાં પાંચ પંદર એકર. તેનો લીલો રંગ આસપાસ આવી રહેલાં વનોને ઝાંખાં પાડતો હતો. એ મેદાન પૂરું થતાં ઉત્તરે, પૂર્વે અને પશ્ચિમે આ ધાર કરતાં પણ ઊંચા ઊંચા શિખરી ડુંગરો એક પાછળ એક અડોઅડ જેવા જ લાગી રહ્યા હતા, અને આ ધારટોચે આવેલા રસ્તા ઉપરથી તો એમ જ લાગતું હતું કે આ નદીવાળી ખીણ ચોતરફ બંધ બીડેલી હશે, અને આ રસ્તો તેમ નદી એ એમાં ક્યાંથી પેસતાં હશે અને ક્યાં આગળ એમાંથી બહાર નીકળી જતાં હશે, તે કળાય એમ ન હતું.

આ પ્રદેશ આવો વિકટ અને રાની હતો, પણ ગમે તેવા વિકટ અને રાની પ્રદેશને રાગદ્વેષ ભરેલો માણસ વિગ્રહની મારફતલનો તખ્તો બનાવતાં અચકાતો નથી. રણસંગ્રામોની વ્યૂહરચનાના શાસ્ત્રની દૃષ્ટિએ જોઇયે, તો એક ઉદરદાની જ કહેવી પડે એવી આ ચોગર્દમ બંધ જેવી ખીણ હતી;

અને તેના જે બેચાર દરવાજા હશે, તે સૌ ઠેકાણે મળીને પચાશથી પણ ઓછા મરણિયા સિપાહો ગોઠવવામાં આવ્યા હોય, તો એટલી ન્હાની સંખ્યા પણ ખીણમાંના હજારોના લશ્કરને હથિયાર છોડી દેવડાવીને શરણે આવવાની જ ફરજ પાડી શકે, એમ હતું.

આ ખીણની એક બાજુના જંગલમાં યુનાઇટેડ સ્ટેટસ (United State) ના લશ્કરની પાંચ પલટણો આવી ચ્હડી હતી. ત્રીશેક કલાકની તગડથી થાકેલી તે આ ક્ષણે વીસામો લેતી હતી. રાત દરમિયાન તેઓ ફરી આગળ ધસવાની હતી, અને તેમનો આ આગળ મોકલેલો ચોકીદાર અત્યારે જ્યાં ઊંઘતો પડયો હતો, ત્યાં થઇને બીજે ખૂણેથી ખીણમાં ઉતરીને ખીણ બ્હાર શત્રુ-"દક્ષિણ રાજ્યોના જૂથ"-ના લશ્કરની એક છાવણી હતી તે ઉપર મોડી રાતે છાપો મારવાની હતી. શત્રુસેના આ પેચ જાણી જાય તો છાપો ફસકી પડતાં પોતે જ કપાઇ જાય એવો સંજોગ હતો; એટલું જ નહીં પણ એઓ આટલા પાસે આવેલા છે અને આગળ વધે છે એમ શત્રુને વેળાસર બાતમી મળી જાય, તો છેક અહીં લગી આવેલાને પાછા હઠી સુરક્ષિત જગાએ જઇ પ્હોંચવું પણ ભારે પડી જાય એમ હતું.

ખજૂરાના ઝુંડમાં ઊંઘતો સિપાહ કાર્ટર ડ્રૂસ નામે વર્જીનિયાનો એક જુવાન હતો. તેનાં માતાપિતાની સ્થિતિ સારી હતી. તેમનો તે એકજ પુત્ર અને વારસ હતો અને સમૃદ્ધિ, પદવી, અને સંસ્કૃતિનો સંયોગ, જેવી ઉછેર અને કેળવણીના લાભ તેમના વારસ જન્મેલાને મેળવી આપે છે, તે સર્વ એને મળ્યા હતા. એનાં મકાનમિલકત આ

સ્થળથી થોડા જ માઇલ આઘાં હતાં. યુનાઇટેડ સ્ટેટસ સામે "દક્ષિણ રાજ્યોના જૂથ" નું બંડ શરુ થયું અને આંતર વિગ્રહ મંડાયો, તેવામાં એક સ્હવારે નાસ્તો પૂરો થતાં જ તે શાંતિથી ખુરશી પરથી ઉઠયો હતો, અને ગંભીર અવાજે બોલ્યો હતો, "બાપા ! યુનાઇટેડ સ્ટેટસની એક ટુકડી શહેરમાં આવી છે. હું જઇને તેમાં જોડાઉં છું."

વડીલ ફ્રૂસે વર્તમાનપત્રથી પોતાનું ભવ્ય માથું ઊંચું કર્યું; તેની આંખમાં વાજળીની ચમક આવી અને ગઇ; અને તે પુત્રથી સવાઇ ગંભીરતાથી બોલ્યો: "જા, કાર્ટર ! અને જો, જે થવાનું હો તે થાવ, પણ તું જે ત્હારી ફરજ માને તે અણિશુદ્ધ બજાવજે. વર્જીનિયાને તું ત્યજે છે, એનો તું દ્રોહી બને છે. ભલે, ત્હારા જેવા દ્રોહી પુત્રો વગર જ વર્જીનિયા ચલાવી લેશે. આ વિગ્રહને અંતે તું ને હું બે ય જીવતા હઇશું, તો એકબીજાને વળી બે બોલ કહીશું. અને હા,–ત્હારી બાની સ્થિતિ તું જાણે છે. વૈદ્યે કાલ રાતે જ ચેતવણી આપી છે જે તે જરા પણ આઘાત ખમી શકે એમ નથી. બહુ તો હવે પખવાડિયું કહાડે, પણ ત્હારું આ ડગલું એના જાણવામાં આવતાં જ બીચારીની દોરી ત્રુટી પણ જાય ! મ્હારી છેલ્લી આજ્ઞા એટલી માન, કે ત્હારે આ કરવું જ છે, તો એને કે કોઇને એકે શબ્દ કહ્યા વગર તું આ પળે જ ચાલ્યો જા. જા, ઇશ્વર ત્હારું જતન કરો !"

આંસુ ચાર આંખમાંથી એકેમાં આવ્યું નહીં; ક્રોધ એકે અવાજમાં હતો નહીં: પુત્ર ઘુંટણે પડી પિતાને નમ્યો, પિતાએ પોતાના ચીરાતા હૃદયની વ્યથા કાબૂમાં રાખીને તેને માથે હાથ મુકયો, અને કાર્ટર ફ્રૂસ ઘરબાર અને

માબાપનો તેમ વર્જીનિયાએ સ્વીકારેલા પક્ષનો ત્યાગ કરીને યુનાઇટેડ સ્ટેટસનો સિપાહ બન્યો. એનું શૂરાતન, એની નિષ્ઠા અને એનું સાહસ એ ગુણોથી એ પોતાની પલટણમાં સૌનો માનિતો થઈ પડયો. આ પ્રસંગે એને આવી મોતના મુખમાં પેસવાની ફરજ સોંપવામાં આવેલી તે એના ઉપર જામેલા વિશ્વાસનું જ પરિણામ હતું. કાર્ટર પોતાની થયેલી પસંદગીનો મહિમા સમઝતો ન્હોતો એમ પણ ન હતું. પણ આખું શરીર, તેમાંના સ્નાયુ, અને તેમાંનું લોહી સુદ્ધાં થાકીને લોથપોથ થઈ જાય છે, ત્યારે ઊંઘ પરાણે આવીને પોપચાંને ઢાળી દે છે. એવી ઊંઘને માટે માણસનો આત્મા પણ જવાબદાર ન ગણાય. કુદરત બળ કરે છે ત્યારે માણસ બીચારો કોણ માત્ર!

આ પ્રમાણે કલાક સવાકલાક ઘસઘસાટ ઊંઘ્યો હશે, તેવામાં કોણ જાણે શી રીતે એ જાગી ગયો. સ્વર્ગના ફિરસ્તાએ આવીને તેને પોતાના ધોળા પીછાના સ્પર્શ વડે જગાડયો, કે સ્વર્ગેતર સ્થાનવાસી કોઈના કાળા પીછાના સ્પર્શથી તે જાગ્યો, એ કોયડો કોણ ઉકેલી શકશે? કશા સંચલન વિના, લેશ પણ સ્વર વિના, નમતા પ્હોરની અતલ નિશ્ચલતા અને નીરવતામાં ભાવિના કોઈ અદૃશ્ય દૂતે તેની આંખમાં જાગૃતિ-શલાકા ફેરવી, તેના કાનમાં કોઇ ગેબી તાર બેમાલુમ રીતે હાલ્યો, તેના સ્મૃતિપડ કોઈ અવર્ણનીય કિરણથી પાછાં પારદર્શક થયાં, અને તેણે હાથ ઉપરથી પોતાનું કપાળ ઉપાડયું, રાઇફલ ઉપર આંગળાં દબાવ્યાં, ખજૂરાના પર્ણગુચ્છોની ઠઠ વચ્ચેથી નજર નાંખી અને ચોતરફ ફેરવી, ફેરવી તેવી પાછી ખેંચી લીધી અને એક જ બિંદુએ સ્થિર કરી.

પ્હેલી ક્ષણે તો તેને કોઇ અપૂર્વ સુંદરતાની અજબ કૃતિ જોવામાં આવે અને થાય એવો આનંદ વ્યાપી રહ્યો. સામે ખૂણે હજારથી વધારે ફુટ ઊંચી ભૈરવએસણી ઉપર, અને આકાશમાંજ જાણે કોરાઈ રહ્યો હોય એવો એક નિશ્ચલ ભવ્ય ઘોડેસ્વાર તેના જોવામાં આવ્યો, એ અશ્વાકૃતિ અને તે ઉપર લશ્કરી તોરમાં રંગ જમાવી બેઠેલી એ માનવાકૃતિ, બલ અને ગતિની એ સુરેખ અનુપમ પ્રતિમા, પ્રાચીન ગ્રીસના કોઇ અદ્વિતીય મૂર્તિકારે દૈવી પ્રતિભાથી ઘડીને આવા લોકોત્તર ભવ્યતાપોષક સ્થાનમાં ગોઠવી હોય એમ તેને લાગ્યું. પોષાકનો ભૂખર રંગ ગગનદલના રંગમાં એકાકાર થઈ જતો હતો. શસ્ત્રાસ્ત્ર અને સાજમાંની ધાતુ સામેથી આવતા આથમતા પ્રકાશની છાયામાં સમાઈ જતી હતી. ઘોડાનો રંગ પણ વિસંવાદી ન હતો. જીનના મોગરા ઉપર કારબિન ( carbine ) અડતી હતી તેનો કુંદો જમણા હાથમાં હતો, અને લગામવાળો ડાબો હાથ અંગથી જૂદો દેખાતો ન હતો. ઘોડા અને અસ્વારનાં મુખ સામેના–ઉત્તર પશ્ચિમના–શિખરો તરફ હતાં. અસ્વાર નીચે આખી ખીણમાં પણ જોતો હતો. વનો અને ટેકરાઓથી ઊંચું, એકલું, ગગનપટમાં જ ઊંચું આવી રહેલું આ દૃશ્ય ભોંયે પડેલા આપણા સિપાહને અતિકાય લાગ્યું, અને દુશ્મનના સાજમાં સજેલું અતીવ ભયંકર પણ લાગ્યું.

પ્રથમ એને એવો વિલક્ષણ ખયાલ આવ્યો કે પોતે વિગ્રહનો આખો સમય ઊંઘમાં જ ગાળ્યો અને વિગ્રહને અંતે જ જાગ્યો, એટલે જાગી ઉઠતાં જાણે એ ઘનઘોર વિગ્રહનું આ અમર અને અતીવ સુંદર સ્મારક જ પોતે

જોતો હોય ! પણ ઘોડેસ્વાર આકૃતિ જરા હાલી એટલામાં જ આ ખયાલ પસાર થઈ ગયો. ઘોડાએ ધારની કોર આગળથી પોતાના આગલા પગ ખસેડયા વગર જ શરીર જરા અંદર આવે એમ સંકોડી લીધું. અસ્વાર સ્થિર જ હતો. કાર્ટર પૂરેપૂરો જાગ્યો, પોતાનું કર્તવ્ય શું તેની ચેતનાથી એનું આખું ચિદાકાશ સળગી રહ્યું, અને તેણે રાઇફલનો કુંદો ગાલ પાસે લીધો, નળી પર્ણગુચ્છોની ઠઠ વચ્ચેના અવકાશમાં ચગાવી, ઘોડો ઉપાડયો, અને ગોળી અસ્વારને વીંધતાં જીવ જ જાય એવી જગાએ રાઇફલ તાકી. ઘોડો પાડવાની જ વાર હતી.

ત્યાં અસ્વારે આ તરફ જોયું; આ ખૂણે, આ ઝુંડમાં, આ જગાએ. તેની અને પોતાની આંખે આંખ પણ મળી એમ કાર્ટરને લાગ્યું !

વિગ્રહ દરમિયાન, લડાઈના મેદાનમાં, શત્રુને ન મારવો એમ ? શું જીવતો તે મુકાય ? જે રસ્તાના અને વનોના અને આ વિકટ ખીણના ઝીણામાં ઝીણા એકે એક વાંકવળાટથી પૂરેપૂરો વાકેફ હોય, અને પોતાના પક્ષનો ભેદ પણ પામી ગયો, એવાને ? કાર્ટરના ચ્હેરા ઉપરથી, એના આખા શરીરમાંથી લોહી ઉડી ગયું. તેને મૂર્છા આવ્યા જેવું થયું. તેની આંખ આગળ એ ઘોડો અને એ અસ્વાર ઉડતા, ગુલાંટ ખાતા, અને લાલપીળાં ચક્રોમાં ચકર ચકર ઘુમરીઓ ખાતા દેખાયા. રાઇફલ હાથમાંથી ખસી ગઈ, ડોકું પણ નમી ગયું, આખું શરીર ત્રાહિ ત્રાહિની કમકમાટીમાં ભોંયપરનાં લીલાં સૂકાં પાંદડાંની બીછાતમાં તરફડી રહ્યું. આ શૂરો વફાદાર સજ્જન અને ફસાયલો સિપાહ લાગણીના

રહીને જ ઠાર કરવો જોઇયે. તેને તેનો ઇશ્વર સંભારવાની ક્ષણે ન મળે એમ ધર્મરાજાના ન્યાયાસન ભેગો કરી દેવો જોઇયે. પણ–પણ–અફસૂસ ! એણે હજી કંઈ જ જોયું કે અટકળ કરી ન હોય તો ? એ કેવલ સૃષ્ટિસૌંદર્ય નિહાળતો ઉભો હોય તો ? આવ્યો તેવો જ અજ્ઞાન એ આવ્યો તે જ રસ્તે પાછો જાય તો શું ખોટું ? એ પાછો વળવા જશે તે ક્ષણે એ કંઈ યે જાણવા પામ્યો છે કે નહીં તે છાનું કે શક પડતું નહીં રહે 'તે પછી વાત, હાલ ને હાલ કંઈ યે કરવાની શી ઉતાવળ છે ? એ હ્મણે તાકીને જોઈ રહ્યો છે તે–એવો વિચાર કરતા કાર્ટરે પણ એ દિશામાં નજર કરી. સત્યાનાશ ! પૂર્વ ખૂણે ખીણમાં પોતાની જ પલટણના કેટલાક ઘોડા અને માણસો નદી આગળ તાજા થતા હતા, ચોતરફનાં ઊંચાણો ઉપરથી સાફ દેખાઈ જાય એવી ખુલ્લી જગાએ ઘાસમાં માણસો અને ઘોડાની ઝીણીશી લંગાર લાગેલી હતી. અસ્વાર કંઈજ જાણવા પામ્યો નહીં હશે એવી ત્હાડકને માટે અવકાશજ રહ્યો નહીં.

જોતો હોય ! પણ ઘોડેસ્વાર આકૃતિ જરા હાલી એટલામાં જ આ ખયાલ પસાર થઈ ગયો. ઘોડાએ ધારની કોર આગળથી પોતાના આગલા પગ ખસેડયા વગર જ શરીર જરા અંદર આવે એમ સંકોડી લીધું. અસ્વાર સ્થિર જ હતો. કાર્ટર પૂરેપૂરો જાગ્યો, પોતાનું કર્તવ્ય શું તેની ચેતનાથી એનું આખું ચિદાકાશ સળગી રહ્યું, અને તેણે રાઇફલનો કુંદો ગાલ પાસે લીધો, નળી પર્ણગુચ્છોની ઠઠ વચ્ચેના અવકાશમાં ચગાવી, ઘોડો ઉપાડયો, અને ગોળી અસ્વારને વીંધતાં જીવ જ જાય એવી જગાએ રાઇફલ તાકી. ઘોડો પાડવાની જ વાર હતી.

ત્યાં અસ્વારે આ તરફ જોયું; આ ખૂણે, આ ઝુંડમાં, આ જગાએ. તેની અને પોતાની આંખે આંખ પણ મળી એમ કાર્ટરને લાગ્યું !

વિગ્રહ દરમિયાન, લડાઈના મેદાનમાં, શત્રુને ન મારવો એમ ? શું જીવતો તે મુકાય ? જે રસ્તાના અને વનોના અને આ વિકટ ખીણના ઝીણામાં ઝીણા એકે એક વાંક-વળાટથી પૂરેપૂરો વાકેફ હોય, અને પોતાના પક્ષનો ભેદ પણ પામી ગયો, એવાને ? કાર્ટરના ચ્હેરા ઉપરથી, એના આખા શરીરમાંથી લોહી ઉડી ગયું. તેને મૂર્છા આવ્યા જેવું થયું. તેની આંખ આગળ એ ઘોડો અને એ અસ્વાર ઉડતા, ગુલાંટ ખાતા, અને લાલપીળાં ચક્રોમાં ચકર ચકર ઘુમરીઓ ખાતા દેખાયા. રાઇફલ હાથમાંથી ખસી ગઈ, ડોકું પણ નમી ગયું, આખું શરીર ત્રાહિ ત્રાહિની કમકમાટીમાં ભોંયપરનાં લીલાં સૂકાં પાંદડાંની બીછાતમાં તરફડી રહ્યું. આ શૂરો વફાદાર સજ્જન અને કસાયલો સિપાહ લાગણીના

અસહ્ય ઉછાળામાં મૂર્છિત જેવો થયો. કલાક સવાકલાકની જે એને ઊંઘ આવી ગઈ હતી તે આવેલી જ ન હોત તો ખરે જ મૂર્છા પામત.

પળ બે પળમાં તે પાછો સ્થિર થયો અને રાઈફલને પાછી તૈયાર કરી. આંખ અને મન, હૃદય અને કર્તવ્યબુદ્ધિ સ્વસ્થ થયાં. એ શત્રુને જીવતો પકડવાનું અશક્ય હતું અને ચેતાવતાં કે ચેતી જવા દેતાં આખી બાજી હારી જવાનું હતું. એટલે કે એક જ માર્ગ હતો. એ અસ્વારને પોતે ગુપ્ત રહીને જ ઠાર કરવો જોઈયે, તેને તેનો ઈશ્વર સંભારવાની ક્ષણે ન મળે એમ ધર્મરાજાના ન્યાયાસન ભેગો કરી દેવો જોઈયે. પણ—પણ—સબૂર! એણે હજી કંઈ જ જોયું કે અટકળ કરી ન હોય તો? એ કેવલ સૃષ્ટિસૌંદર્ય નિહાળતો ઉભો હોય તો? આવ્યો તેવો જ અજ્ઞાન એ આવ્યો તે જ રસ્તે પાછો જાય તો શું ખોટું? એ પાછો વળવા જશે તે ક્ષણે એ કંઈ યે જાણવા પામ્યો છે કે નહીં તે છાનું કે શક પડતું નહીં રહે તે પળે વાત, હાલ ને હાલ કંઈ યે કરવાની શી ઉતાવળ છે? એ ત્હણે તાકીને જોઈ રહ્યો છે તે—એવા વિચાર કરતા કાર્ટરે પણ એ દિશામાં નજર કરી. સત્યાનાશ! પૂર્વ ખૂણે ખીણમાં પોતાની જ પલટણના કેટલાક ઘોડા અને માણસો નદી આગળ તાજા થતા હતા, ચોતરફનાં ઊંચાણો ઉપરથી સાફ દેખાઈ જાય એવી ખુલ્લી જગાએ ઘાસમાં માણસો અને ઘોડાની ઝીણીશી લંગાર લાગેલી હતી. અસ્વાર કંઈજ જાણવા પામ્યો નહીં હશે એવી ત્હાડકને માટે અવકાશજ રહ્યો નહીં.

આવ્યો, અને પાછો ફરી, આગલો ખૂણો પણ વટાવી, વનની પગથીઓમાંથી રસ્તો પકડીને ઉપર ચ્હડયો, અને સૂર્ય બરાબર ક્ષિતિજને અડવા લાગ્યો તે ક્ષણે તામ્રખજૂરાના ઝુંડમાં કાર્ટર ફ્રૂસ ભરેલી રાઇફલે બેઠો હતો, તેની પાસે આવ્યો. કાર્ટરે તેનું પગલું સાંભળ્યું જ હતું, તેને જોઇ પણ લીધો હતો, અને ટોચ ઉપર આવીને તેણે રસ્તો ઓળંગ્યો, ત્યાં સિપાહે ઉભા થઇને અફસરને લશ્કરી સલામ ભરી.

સલામ ઝીલતાં અફસરે સવાલ કર્યો, "રાઇફલ ત્હમે ફોડી?"

"હા, જી."

"ખાલી બાર કર્યો?"

"ના, ગોળી નિશાનમાં બરાબર વાગી."

"તમારું નિશાન?"

"એક ઘોડો: પેલા ખૂણાને માથે સપાટ ભેખડ ઉપર હતો. જુવો હવે ત્યાં કંઇ નથી. ગોળી વાગતાં ઘોડો ઉછળીને પડયો ઠેઠ નીચે."

કાર્ટરના ચ્હેરા પર લોહી ન હતું. પણ સાધારણ બનાવ જ કહેતો હોય એમ તેના અવાજમાં લાગણી યે હતી નહીં.

અફસર તેની સામે તાકીને જોઇ રહ્યો અને વળી બોલ્યો: "કાર્ટર ફ્રૂસ! કશું ન છુપાવો, મ્હારો હુકમ છે કે પૂરો રિપોર્ટ કરો. ઘોડા ઉપર કોઈ હતું?

"હા."

"કોણ?"

"મ્હારા પિતાજી."

"ભલા ભગવાન!"

કાર્ટર ફ્રૂસ અને અફસર વિશ્રાંતિની જગાએ પ્હોંચતાં જ, પલટણોના ઉપરીએ તત્ક્ષણ દોડ કરવાનો હુકમ કર્યો. પલટણો ઉપડી અને છાપો મૂલ યોજનાથી પણ બે કલાક વ્હેલો મારવામાં આવ્યો, તે પૂરેપૂરો ફત્તેહમંદ નીવડયો. એ ઝપાઝપીમાં પણ કાર્ટરે રાઇફલ અને સંગીન તરવાર અને પિસ્તોલ અચ્છી રીતે રમાડયાં. પલટણોના ઉપરી અમલદારે સૂર્યોદય થતાં જ બધા અફસરોને ભેગા કરી કાર્ટર ફ્રૂસને પણ અફસર બનાવ્યો.



## એક તાન

( કલાકાર ગોવિંદની આત્મકથા )

[૧ પ્રથમ પ્રકટ': કૌમુદી માસિક, જાન્યુવારી ૧૯૩૫ના અંકમાં.
૨ 'દર્શનિયું' બીજી આવૃત્તિ (૧૯૪૦)માં આ મુકાય છે છેલ્લી, પણ વાંચવાની છે 'દેવી અને યોગીરાજ' એ ૬ઠી નવલિકા પછી તુરત.]

હું રમતો' તો. બાળક કહે 'રમું છું', ત્યારે તેની કાલી બોલીમાં એ વચનનો અર્થ સારી પેઠે વ્યાપક હોય છે. બાળકનું રમું છું=જીવવું માણું છું; જીવું છું, અને મઝામાં છું, આ જે કંઇ કરું છું તેમાં ગુલતાન છું બીજા કશાને માટે ફુરસદ નથી, આ ઘડીએ તો પરવા પણ નથી; મ્હને કનડો નહીં, જાવ ત્હમે સૌ જતા રહો અહીંથી, હું નવરો નથી; પોતે નવરા કૌંના, બીજાના જીવનમાં માથું મારવા તેના કલ્લોલ પ્રવાહ આડે પગ દેવા તૈયાર—જાવ જાવ, ખબરદાર ફરી મ્હને સતાવવા આવ્યા તો!

શી રમત રમતો તો, તે તો કોણ જાણે. ઉઘાડી આંખોના સમણાં સ્તો.

ત્યાં કંઈક !

મેં ઊંચે આંબાઘુમટમાં જોયું, જોવાઇ ગયું. ત્યાં તો એ સુગોળ ગુમ્મજ, ઝૂલતો પણ દૃઢ, તેના હાલતાં પાંદડાં અને વચ્ચે વચ્ચે લીલા લીલા મરવા મરવા શિવાય કશું જ હતું નહીં.

પાછળ જોયું. છાયા જ દીઠી.

રમત જે હશે તે અલોપ થઇ ગઇ. બીજું કશું તેની જગાએ મગજમાં ઉપડયૂં પણ નહીં. બેસું ? સાથીઓ સાથે પાછો ભળું ? કશૂં ન સુઝયું. ખિસકોલી સામે જોઇ રહ્યો. એ એનો ઠળિયો ચાટતી મ્હારી સામે જોઇ રહી. એને કેમ ઠળિયા આટઆટલા ભાવે, મ્હને તો જરા ય ન ભાવે.

અવશ્યંભાવિએ ખેંચાતા પગે ચાલવા માંડયું. આમળાંનાં ઊંચાં ઊંચાં જૂથમાં થઇને ટેકરો ઉતરતાં જ નદી દેખાઇ. નદી શેની ? બાળકની નદી, છ સાત હાથ જ પ્હોળું ઝરણું, મ્હને ય છાતી સમૂં જ પાણી. વચ્ચે આડા-તેડા ખાડાખૈયા જરૂર ઊંડા ખરા, પણ બધે જ તળિયું. અને તે પરની રેતીની બિછાત ચળકચળક થાય, તેમાં પગ સરે તોપણ પાછા ઊભા થઇ જવાય, છાતીથી ઘુંટણ લગીના પાણીમાં પાછા આવી જવાય.

કમૂ, **પાંખડી**, **રત્નો**, અને છગન ન્હાતાં હતાં. મોટું કોઇ ન મળે. હૂં ય બંડી ટોપી એક ઢેફા તળે દાબીને પાણીમાં ઉતર્યો. નદીનાં કાલાં ખળખળ ગુંજન કાનમાં જામે, તે પ્હેલાં પાછું કંઇક ! એ ને એ !

“છગન, **પાંખૂ**, આમ આવો તો”–તેમની તર્ફ જતાં જતાં મેં એમને પાસે બોલાવ્યાં.

"શું છે વળી?"–ચારે આવતાં આવતાંમાંથી કુમૂ બોલી.

"શી રમત રમો છો?"

"રમત કેવી? જરા ન્હાવામાં મઝા આવે છ."

"આવો, જરી સામસામે પાણી પણ ઉરાડિયે," રત્નો બોલ્યો, અને સાથે છોળો પણ મારવા લાગ્યો.

કુમળીએ પાછળથી એના પગમાં પંગ ભેરવ્યો, એટલે રત્નાભાઈ ગબડયા અંદર, પણ તુર્ત પાછો ઉઠી એને જ છોળો મારવા મંડયો.

"ત્હમે તો ક્યારનાં ન્હાવ છો, મ્હને ય જરી ન્હાવા દ્યો."

પાછો હું સૌથી જરા છૂટો પડયો, પીઠ ફેરવી થોડાં ડગલાં ખસી જઈ ન્હાવા લાગ્યો. કાંઠે સારસજોડ ઉભી હતી, પાણીમાં વારાફરતી વળી વળીને ડોકના વળાંક જોતી હોય એમ ડોક વાળવાળ કર્યા કરતી હતી; સીધી નજરે નહીં ને પાણીમાં જોઇજોઇને બે ચાંચ એક બીજીને અડતી ઘસાતી હતી, અને પાછી ડોક જુદી બાજુએ વળી જતી હતી. ડીલ ચોળતાંચોળતાં હું આ કૌતુક જોતો હતો; ત્યાં ફરીને એક અતિઝીણો અવાજ, એવો તો નાજુક! નાજુકતાએ જ મીઠો! નાજુકતાએ જ સંભળાઇ આખા ડીલમાં ઝણઝણી રમાડી ગયો. પાંખુ છેક નજીક આવી ગઇ હશે. તે એ ઝણઝણી જોઇ ગઇ અને બોલી–"કેમ ગોવિંદ, ત્હાડ તો નથી વાતી ને?" જવાબમાં મેં માથું જ ધુણાવ્યું.

*         *         *         *

એજ સ્વનિત, એને એ માર્દવ વખતોવખત સંભળાતું રહ્યું. હર વખતે આખા ડીલમાં અતિઝીણો કમ્પ ઝણઝણ

પ્રસરી શાંત થઇ જતો. પણ એ શું હશે તે કંઈ કળાયું નહીં. કોઇને પૂછ્યૂં પણ નહીં. બાને કહું તો એ તો વળી કંઈ પડીકું ચટાડે કે ગોળી ગળાવે.

એ અવાજ પ્રથમ સાંભળેલો તે પછી થોડે મહિને એકવાર મધરાતમાં હું કોણ જાણે કેમ જાગી ગયો. બેઠો વરસાદ ધીમો ધીમો ધીમો ચૂઇ રહ્યો હતો. પણ અગાસી આકાશમાંનાં આછાં પાતળાં વાદળઝુમખાંમાંથી ચાંદનીની ધોળાશે છવાયલી હતી. હાથ લાંબો કરતાં સાંકળાંની અણીઓ ખુંચી, એટલે જાણ્યું કે મામી ઊંઘે છે. આંખ બાડી કરી ખાતરી કરી લીધી કે હું એની પથારીમાં એના પગ પાસે હતો. એ બાજરિયાંની અણીઓ ઉપર હથેળી ફેરવ ફેરવ કરતો હતો, વચ્ચે વચ્ચે ઝોપતો પણ હઇશ, ત્યાં પેલું કંઇક નાજુક અને મૃદુ ફરીને સાંભળ્યું. પથારીમાં બેઠો થઇ ગયો પણ ઊંઘે ઘેરેલો પૂરેપૂરો, એટલે બબડતો જ ફરી જઇને મામીના હુંફાળ પેટ આગળ સુઇ ગયો. શું બબડતો હઇશ એ તો શી ખબર, પણ સવારે મામીએ આંખોનું કાજળ ધોતાં પૂછ્યું, "ગોવિંદ, કાલ વળી શૂં સપનું આવ્યું તું?" પછી ચ્હા પાતાં ફરીને પૂછ્યું, મેં જિજ્ઞાસાથી એની સામે જોયું, અને તેમ કરતાં મ્હારો હાથ હાલી ગયો, એટલે એ હસતી હસતી પ્યાલાને ઝાલતી કહે, "અલ્યા, ઊંઘમાં અલૌકિક વાંસળી સાંભળે, તેથી કંઇ ચ્હા ઢોળવાનો પરવાનો ન મળે; જો, હાથ સીધો રાખિયે."

અલૌકિક વાંસળી! તે વખતે હું સંસ્કૃતની શરુવાત કરતો હતો, રામરક્ષામાંનો **रामः रामं रामेण** એ આઠે

વિભક્તિવાળો શાર્દૂલવિક્રીડિત અને એવા લાંબા શ્લોકો પણ ઝટ મોંએ કરી લેતો, અને વર્ણોની ખડખડ વાળાં જોડકણાં હોય તેને તો આખો દિવસ ઘૂઘરાની જેમ ખખડાવ્યા કરતો. હું બોલી ઊઠયો, "અલૌકિક! અ–ભૌતિક! અ–દૈહિક! અ–અગેહિક!" લૌ ભૌ દૈ ગે એ તાલ દેતાં ચ્હા તો છલકાઇને ઢોળાઇ જ ગઇ. તાલ જમણો હાથ જ દે ને! **મા**મીને ફાવી ગયું.

"જો, હું ન્હોતી કહેતી, ત્હારે ઢોળવાં ને મ્હારે ત્હારા પગ પાટલા ભોંય પાછાં સાફ કરી દેવાં."

મેં સામે કહ્યું, જરા ય દબાવું પડે એવી **મા**મી હતી જ નહીં.

"ચ્હા તો પાણી તે ઢોળાય તેથી શું વહી ગયું. દૂધનો પ્યાલો ક્યારે ઢોળું છ વળી? આપ, આપતી હો તો હવે દૂધ આપ. મ્હારે તો આજ હજી એ પાઠ બાકી છે."

* * * *

અહા એ ભોળી રમતિયાળ ઉદ્યોગમૂર્તિ ધરરખુ **મા**મી, એ ખળખળ રમતી–રસળતી–કદી ન વિરમતી–નદીઝરણી, એ બચપણ, એ ન્હાનાં તોય બાળકોને માટે પૂરેપૂરી મોકળાશવાળાં ઝાડઝુંડ, એ લાંબી લાંબી અખૂટ ચાલ્યા જ કરતી રમતો, એ ઊંચાં ઊંચાં આમળાં ને તાડથી ય ઊંચાં, ગગનચુંબી, ગગનને ય ભાતીગળ બનાવી શોભાવનારાં એ જીવનસાર જીવનસોપાન જીવનલ્હાવ સમણાં!

**મા**મી તો મર્ત્ય તે મરી જાય. એ ન્હાની નંદીઝરણી ય મરી ગઇ છે! એ આમળાં–તાડ–આંબા–પીલાં–કોઠ–

બોરડી–આમલીનાં ઝાડઝુંડોનૂં ય નથી રહ્યું નામોનિશાન !

કોઇએ કહ્યું છે, ગુજરાત સંતસૂનો થતો જાય છે. બરાડિયો કોંનો ! મહંતો તો ચોગરદમ વધી પડયા છે ને? એટલૂં ય નથી સમઝતો કે દેશી વિલાયતી મહંતોના ને રાજમહારાજોના દોરતોર વધી જાય ત્યાંથી સંતો સંતાય જ.

હું જોઉં છું, જોતોજોતો રોઉં છું, જે ગુજરાત ઝાડ વિનાનો નદીનાળાં ઝરણાંસૂનો થતો જાય છે. સંતોનાં પ્રમાણ તો ચલવિચલ, બેદાયકા વધે, ચાર દાયકા ઘટે પણ. એ તો ચાલ્યા કરે. શિયાળે રાત લાંબી, ઉન્હાળે બપોરા લાંબાલાંબા નમતા પ્હોરને માટે જાણે ટટળાવે એટલા બધા લાંબા. પણ ભરાઉ ને ઊંચાં ધીંગાં ને શાખાપ્રશાખી ઝાડ, હરિયાળાં સીમા લગી એકસરખી બિછાત જેવાં ખેતર, અને રુમઝુમ ઝાંઝરી વગાડતી કે પ્હોળા રૂપેરી સુશીતલ અનુપમાકર્ષક શુભ્રહરિત કિરણાવલિઓવાળા પટ પાથરતી, ટેરવે ટેરવે પ્રભા-નાચની લહરીઓ રેલાવતી નદીદેવીઓ,–એ નાનાનવનવીન કૌતુકોએ ભરચક કુદરત પણ રીસાતી જાય, ત્યાં પાછળ રહેતાં અને હૂપાહૂપ કરી મુકતાં માણસાં તે માણસાંનાં માકડાં નથી થઈ જતાં શું ?

બચપણ તો જાણે શ્વાસેશ્વાસે મોટું થવાને સર્જાયલું, તે જાય જ. સમય પરિપાકે ઊડી જાય એમાં જ એનો તો મોક્ષ. પણ–પણ–એ રમતસપનાં અને એ સપનાંરમતો ય જાય ઊડી, જાણે એ આ ભોમનાં કે આ ભવનાં જ ન્હોતાં એમ સ્મૃતિમાંથી પણ ખરી જાય ! આસપાસ જ્યાં જાવ ત્યાં, જ્યાં જુવો તે તે દિશામાં, એવું તો વિસંવાદી વાતાવરણ જ જામતું જાય, કે તેમાં આભથી તે ભોં લગીમાં

એવું કણું સરખું ઉગરવા પામે જ નહીં, જે કોઈ કાળે તો નજરે પડતાં પાછાં એ બચપણ અને એ સમણાં અને એ કૌતુકી દુનિયા પલક ભરતો ચિત્તંત્રમાં હૂબહૂ ખડાં કરી આપે !

અરે અમદાવાદ ! ધિક્ક મુંબાઇ ! ધિક્ક ધિક્ક આપણી શ્રાંતાતિશ્રાંત બનતી જતી દોડધામ, અને મોટરોની ભૂંકાવળે બ્હેરી બનતી નગરીઓ ! જ્યાં ન રહે બાળબચ્ચાં, શોધ્યાં ન જડે જ્યાં મનમોજીલાં, સમયસ્વામી, જીવનછૂટે વિહરતાં, ઉલ્લસતાં, માણસ અભિધાનને લાયક માણસો ! ઉભરાય છે જ્યાં અતિવસ્ત્રઠઠારે વિદૂષક શાં, ચિંતાભારે ચપસાયલાં, વિલાસે વિકલ, દોડાદોડે ભ્રમિત, અકાલવૃદ્ધ માણસો, પાઉડરે જુવાનીની સુરખી દેખાડવા ઇચ્છતી કૃત્રિમ રૂપધારી ડોશીઓ !

ઘણા કહે છે યુરોપની પાછળપાછળ તણાય છે આખી દુનિયા; યુરોપ છે એન્જિન, જેને જોડાય છે શકટ પછી શકટ હારમાં. કેટલાક કહે છે, આ તો છે પ્રગતિયુગ, ધાતુ અને તેલ, વરાળ વીજળી રેડિયમ અને એટમ પરમાણુનો પ્રગતિયુગ, અનિરુદ્ધ અજિત ડગલે આગળ ધસતો. ઉપલ ક્રિયા બીચારા ! યુરોપ આજ શું કહે છે, શું કરે છે તે સાચો યુરોપ છે જ નહીં. ત્યાં તેમ અહીં, આત્માને આજ નહીં આવતી કાલમાં નિહાળતાં શીખો. આવતી કાલ માટે યુરોપ શું વાંછે છે, શી તૈયારીઓ અજમાવી રહ્યો છે, શા સ્વપ્નાં માટે મથવા મંડે છે, તે ભણી નજર દોડાવો. સાચો યુરોપ એ મનોરથોમાં જ છે. દારુડિયો યુરોપ યુરોપનો આત્મા નથી. એ જરીપુરાણી આદતબેડીને તોડવા મથતો યુરોપ જ યુરોપનો આત્મા છે. હાલનાં ન્યૂયોર્ક, ચિકગો,

લંડન, પારિસને યુરોપ પ્રગતિચિહ્‌ન ગણતો જ નથી. બાગબગીચા કુંડતળાવ, ખેલરમતો માટે ખુલ્લાં ચોગાનો, અને જ્યાં ને ત્યાં, ખૂણે, વાંકે, ચક્કરે, અને અણધાર્યાં સ્થાને પણ અનેકાનેક સુંદરવિવિધ કુદરત કલા અને કારીગરીના નમૂના સમુચિત ગોઠવાયલા, એવી એવી વિગતે ખચિત, સો સો ચોરસ માઇલ વિસ્તરતાં, વચ્ચે સશાખા નદી આવી રહી હોય એવાં, અંત્યજપરાં કે નિષ્કિંચનોની ગલીકુંચીઓ શોધ્યાં ન જડે એવાં નિવાસમથકોને જ યુરોપ તો સાચી પ્રગતિના પુરાવા લેખે રચવા માગે છે. હાલ ત્યાં અને અહીં જે આંખમાં કણાં જેવાં ખૂંચી રહ્યાં છે. આત્માને ગુંગળાવી રહ્યાં છે અને રોગ ને ધુમાડા સડા અને બદબોના ઊકરડા જેવાં થઇ ગયાં છે તે નગરોને માટે તો કહેવૂં જ શું! આ આપણાં શ્રેષ્ઠ પ્રગતિવંત નગરો જ જો વીશમી સદીની પ્રગતિનાં ચિહ્ન, તો જળો એ પ્રગતિ! વિજ્ઞાન ખેડીખેડીને માણસ જો આવા ઊકરડા જ ઉપજાવી નિભાવી શકતો હોય, તો જળો એ વિજ્ઞાન!

એક હતો બાદશાહ. તેણે પોતાની લક્ષ્મીની તીજોરી શી રાજધાનિને આગ લગાડી દીધી, અને કેવીક બળે છે તે જોતોજોતો સારંગી વગાડવા બેઠો. ખોટું નથી અડાવતો. ખાતરી કરવી હોય તો **નીરો** નામે નામાંકિત (કે બદનામ) થઇ ગયેલા રોમન બાદશાહનો ઇતિહાસ જોઇ કહાડજો. **નીરો**, **જુમાખાં**, અને **ફ્રેડરિક બારબરોસા** જેવાં પોતાના સમયની તમામ સંસ્કૃતિને ધોળી પીધેલા સર્વસત્તાધરોનાં કેટલાંક અતિવિશિષ્ટ કૃત્યો સામાન્ય શાણપણની જ કસોટીએ સમઝાતાં પણ નથી.

હું અમદાવાદ મુંબાઇનો બાદશાહ હોઉં તો ? મ્હને ય એ નગરીઓમાં અહીં ને ત્યાં બસો ચારસો આગિયા બોમ્બગોળા ફેંકતાં ફેંકાવતાં વાર લાગે ખરી કે? અને પછી એ ભડભડ ભડકાઓના તણખા ધુમાડા નડે નહીં અને તાપે લાગે નહીં એમ જરા આઘેઊંચે-બસે ને છસો ગજ ઊંચે એયરોપ્લેનમાં ચડીને સુખાસન કે સંગીતાસન જમાવીને-પેલી આપણી અલૌકિક વાંસળી, કલાઓની દેવીની એકચિત્તે સાધના ! એ આત્માને જગાવનારી અને આનંદ દેતી સાધના સમારાધના જ, તીવ્રમધુર ડોલતા ઘૂમતા ને ધસતા, પાણીની જેમ સરતા અને મોરની જેમ હરખઘેલા નાચતા, ભમતા અને લેટતા, રસળતા અને ચડતાપડતા સપ્તકોમાં જ માનવતાસંપન્ન માનવી, એ સ્વપ્ન રમતો અને રમતસ્વપ્નાં, એ બચપણની લીલા અને જોબનની મસ્તી, એ કુદરતી પ્રાણવંતી શાંતિ અને ખુમારી, એ અનુપમ એકાગ્ર એકાકાર તાનમય આત્મગુંજન અનુભવી શકે એમ છે.

આ તો નીકળી જવાયું જરા આગળ. વારુ, એથી પણ વિશેષ આગળ નીકળી જાઉ અને જરા ગાઈ લઉં.

* * * *

( ૫૬ )

અલૌકિક ! અભૌતિક !

હાંરે તુજ જાદૂ કામણગારાં :
હાંરે તુજ દેહ ગેહ ભમરાળાં—હો વાંસલડી !
વાસ્તવથી પણ વાસ્તવ ત્હારાં શ્વાસ નાડી સુર ટૌકા :
ખ્વાબથકી પણ ખ્વાબી ત્હારાં વીક્ષણ નર્ત્તન લટકા—હોવાં૦

જેઠતણા તડકામાં ત્હારી બળબળતી લૂ ભળતી :
કુમુદો પર શીતલ કૌમુદી પણ તુજ હિમબુંદે ઢરતી–હોવાં૦
વીરપુરુષનાં સાહસ શિખરે ચડત દિઠાં તુજ ટેકે :
સુંદરીઓની મોહનીમાં શી અલકલટો તુજ મ્હેકે–હોવાં૦
ન દિઠો જોગી ન દિઠો ધર્મોદ્ધારક કો ઇતિહાસે,
જેની અલકમલકની કિરણાવળ નવ ગુંથિ તુજ શ્વાસે–હોવાં૦
પ્રજા સમુંદર ઉછળે ગર્જે ભાંગે સર્જે તુફાને,
ત્યાં પણ ત્હારાં મુક્તક પ્રેરક પડતાં સરવા કાને–હો વાંસલડી !

* * * *

એ જ મ્હારે આ નરી શબ્દ જાળ જેવી રમતિયાળ અને ચાંદરણાંનાં ચકરડાં જેવી નિઃસત્વ લાગતી લઘુ આખ્યાયિકા દ્વારા કહેવાનું છે. સમઝણો થયો છું ત્યારથી જે યત્કિંચિત શ્રદ્ધા જામવા લાગી છે તે આ જ, આટલી જ, કે કાનમાં અગર તો માનસિક શ્રવણેંદ્રિયમાં વખતો વખત ઉપડી આવતો એ અ–ધર ગયબી ટૌકો, તે માનવતાના ઉચ્ચતમ પરિપાક રૂપ કલાશક્તિનું અતિનાજુક નિમંત્રણ હતું. નવયૌવનની શિકારી વૃત્તિએ હું એની પાછળ પડેલો. લોભિયા જંઇ જંઇને ચપસી રાખે છે, કેટલાક સાંઢ યુવતીઓની પાછળ પાછળ ભમે છે, ભિખારીઓ શ્રદ્ધાળુ દાતાનો પીછો લે છે, સત્તાકામુકો અનેક મેલી ઘેલી સાધનાઓ આંખો મીંચીને ઊંધે માથે લટકીને કરે છે, તેવી જ પ્રતિનિવિષ્ટ આરતથી હું મંડયો રહ્યા. પેટ પૂજાના અને વ્યવહારનાં કામકાજોથી ભરચક જીવન દરમિયાન પણ હું સંગીતનો ઉસ્તાદ બન્યો, પિંગલશાસ્ત્રી અને ભાષાપંડિત

બન્યો, દેશદેશનાં સાહિત્ય અને કલાઓના પરિચય અને જ્ઞાનમાં વ્યુત્પન્ન બની ગયો. ઝુંકાવ્યે જ રાખ્યું.

ધબાયનમઃ ! ત્હમને તરતાં આવડે છે? કોઇ વાર પાણીમાં ઊંચેથી પડતાં છાતી પછડાઇ હશે, તો નવા લેખકને તેની પ્હેલી કૃતિઓ વિષે કેવી લાગણી થાય છે તે સમઝી શકશો. કલ્પેલું ત્યારે કેટલું બધું સુંદર, પણ ઘડાઈ રહેતાં તે જ જાણે તાબૂતની સોનેરી, નાટકનો રાજદંડ, કાગળનાં ફૂલ, વ્હાલીની છબી માત્ર! આકર્ષકતાના પણ સાંસા, ત્યાં સજીવનતાની વાત જ શી !

મંડયો જ રહ્યો, હાર્યો જુગારી ચડસીલો બને તે મુજબ કુટુમ્બીઓને અકારો થઇ પડયો, મિત્રોએ એકલ સૂરો ગણી કહાડયો, ઉદર નિર્વાહના ધંધામાં વ્યવહારમાં ય પાછળ પડતો ગયો; ગુજરાતીઓને જન્મસિદ્ધ વાતુડિયા-પણાની કલાને પણ ગુમાવી બેઠો સાહિત્ય વિષયક માસિકો ભાપણો મંડળો આદિમાં કટાક્ષોનું નિશાન પણ બનતો થયો.

બે બાળકનાં ત્રણ થયાં. પત્ની માંદી પડી. પિતાનું આયુષ્ય પૂરૂં થયું, અને ઉત્તરક્રિયાની પૂર્ણાહુતિએ આંખ ઉઘાડીને જોઉં છું તો પિતાશ્રી આબરૂ મુકી ગયેલા નિઃસંશય સત્તર આના, પણ નગદ વારસો પ્રમાણમાં નામનો જ. ટૂંકામાં, જે હાલત દુનિયાના ચોકબજારમાં આખી ગુજરાતી પ્રજાની છે, તે જ મ્હારા અતિઅલ્પ ક્ષેત્રમાં મ્હારી મ્હને દેખાઇઃ શાખ ત્યારે પૈસેટકે સુખી બલ્કે માતબરની, આદતો ઘોતાળશાહની, પણ મન ખાનગીમાં તો સારી રીતે સમઝે જે આ મૂઠી બંધ છે ત્યાં લગી જ લાખની છે.

માથે પડે છે, નવ્વાણુંનો ધક્કો વાગે છે, એ ફટકો અજબ ચીજ છે. આંખનાં પડળ ગળી જાય છે મગજનું ભૂંસું ઝટકાઇ ઉડી જાય છે. હું જાણે ગોવિન્દ જ નહીં એટલો ફરી ગયો. ધંધાને માટે જ જીવતો હોઉં, ઘરબાર ને છોકરાં સર્વસ્વ હોય, સગાં મિત્રો ધંધાબંધુ આવતાં જતાં મ્હને ખુશમિજાજી મિલનસાર સેવા કરી છૂટનારો જ જુવે, સલાહ લેવાનું ઠેકાણું પણ માનતા થાય,–એવું એવું મ્હારૂં પરિવર્તન જોઇ જોઇને પ્રથમ પ્રફુલ્લ બની મ્હારી પત્ની, એ **પાંખડી**, એ મ્હારાં ઉછરતાં સંતાનોની વ્હાલ સ્હોઇ માતા, મ્હારી હજી ફૂટવા માંડતી સમૃદ્ધિને પણ ઠીકઠાક રાખી શોભાવનારી અને પોષનારી મ્હારી ગૃહલક્ષ્મી, વળી મ્હારાં હૃદયનાં પડે પડ મ્હારાથી ય વધુ સમઝનારી મ્હારી અર્ધાંગના. એ પ્રેમ ચાવી તો જેને લાધે તેને જ લાધે. એ સ્વયંવર લગ્નસંસ્થાએ જોડાતાં જોડાંઓમાં પણ ઘેર ઘેર હોય એમ રખે માનો.

વચેટ બાળક ત્રિદોષમાં સપડાયું. એ બીચારાં ફૂલને જરા ચેન વળે નહીં. પત્ની માથા આગળ બેઠી બેઠી પોતું મુકયા કરતી હતી, પગ દાબ્યા કરતી હતી. આગલે દિવસે જ તાવ વધીને મગજે ચડયો હતો. દાકતર આવી ગયો હતો. આજના દિવસ પછી જ આશા ઉગે એમ કહી ગયો હતો. મૂલ કાઠામાં જ જીવનબલ જે હોય તે પ્રમાણમાં શરીર રોગનો માર ઝીલી શકે. હું કાપડની આરામ ખુરશીમાં પડયો હતો. હાથમાં છાપું હતું પણ બાજુએથી આંસુ ટપકતાં હતાં. **પાંખૂ** ઉઠી. જૂનો ધૂળે ભરાઇ રહેલો સતાર લાવીને મ્હારા હાથમાં મુકયો.

"એકાદ ગત વગાડો."

"ફીકાથી ખમાશે ?"

"ખૂબ ઝીણું વગાડશો તો ચેન પણ પડી જાય."

એમ જ બન્યું. દશ મિનિટમાં બીચારાં છેક આવી થાકેલાં શરીરને એ અતિમંદ આંદોલથી કે કુદરતી રીતે જ જંપ વળ્યો અને ઊંઘ પણ આવી ગઈ.

ત્યારથી વચ્ચે બેત્રણ વર્ષથી નેવે મુકેલું પાછું ધીરે ધીરેધીરે મ્હારા અને હવે મ્હારી મારફત બીજાઓના જીવનમાં દાખલ થતું ગયું, વ્હેતું થયું; ઘણું ખરૂં પ્રસંગોપાત્ત, છોકરાં સાથે, મિત્રોને રીઝવવા, પત્ની સાથેના અત્યંત વિરલ થઈ પડેલ એકાંતમાં, કવચિત્ અપ્રસંગે પણ. પરંતુ એ ગયબી ટૌકો, એ અદિતિ–ઉદ્દભાવન, એ પરીફિરસ્તાનું મરંકલડું, એ પ્રેરણા જો છે તો તે શી વસ્તુ છે, તે હવે જ બુદ્ધિ ઝાંખુઝાંખૂં પણ જોઈ શકી. એ જે હો તે હો, તે હવે મ્હને સદવા અને મ્હારા પ્રયત્નોને પોપવા લાગ્યું. અગર જો કે એટલી તો અનિયમિત અણધારી અકળ રીતે કે તેના વિષેનું કુતૂહલ મેં છોડી જ દીધું. હોય એ તો. માનવી બ્હાર અને સ્થૂલમાં જે છે, તેની ભીતરમાં ઉંડે ઊંડે શું શું હશે, કેટલું, કેવું સૂક્ષ્મ, તેના વળી પત્તા કેવા ! લોહી કે લોહીમાંના રસની કોઈ સ્થિતિનો રણકો હશે, બુદ્ધિ તળેની ગુહાઓમાંનું કિરણ કે મોજું હશે, કોઈ અજ્ઞાત જ્ઞાનેંદ્રિયથી થઇ જતું કશાકનું દર્શન પણ હોય. જે હો તે હો. આવો ન આવોઃ કદાપિ આવે તે એની મોજ. આવે તે સ્વીકારી વધાવી લેવું, ચાલતી કૃત્રિમાં કે નવી માંડીને બને તેટલું વણી લેવાનું. પરંતુ એની પાછળ

પડવું એ તો ગાંડપણ. આપણને ભીતરાઉ ચક્ષુ આપેલાં જ નથી, કે એ ઊંડાણો તપાસી તેમાંથી રુચે તે વીણી લઇયે. આપણને પાંખો આપેલી જ નથી કે ઊડી શકિયે. વળી જે વિશેષ જ્ઞાનેંદ્રિય પોતે માત્ર કલ્પના, તેનો આધાર જ કેમ રખાય. આ બુદ્ધિ, ઈંદ્રિયો, આ હાથપગ, અને આ સ્થૂળ જગત, સૌની સંવેદનાનું આ વિશ્વ, તે જ આપણી ઈડન-વાડી, ભલા આપણે, ભલી આપણી આ ધૂળવાળી રેતાળ પાપાણી પંકિલ કચરે પૂંજે ખરડાયલી વનસ્પતિ ફૂલ ફળ અને ઝાકળ વરસાદ ધારણ કરતી જેવી છે તેવી ધરતી. આપણે જે નથી તે બનવા જવું, એ તો છિયેં તે ય ખોઈ બેસવાના ને બસૂરૂં બનાવી દેવાના સોદા !

એ જ ધોરી નિયમે ચાલું છું. ચાલતાં પણ નાચી જવાય ત્યારે ય નાચમાં ચાલે નહીં તે તો પટકાઈ પડે એટલું ધ્યાન રાખું છું. જે કંઈ સર્જાઇ આવે છે તે કલા-શુદ્ધ ધરાક્ષમ બનાવતાં બનાવતાં પરસેવો ઉતરે છે મ્હારો, અને જે કંઇ ખરે જ સધાઈ આવે છે, કૃતિને પ્રેરકો. હૃભાવક બનાવીને વિલસે છે, તેનો બધોય જસ ખુશીથી દઇ દઉં છું એ અ-ધર અ-કળ યત્કિંચિત અનામીને.

કેટલાક કવિઓ અને સર્જકો પોતાને તો પ્રેરણા વરી છે એવા એવા તોરમાં કંઇ કંઇ બોલેલખે છે. એમની કેટલીક હુંડીઓ વત્તોઓછો સમય ન્હાના મોટાં વર્તુલમાં સીકારાય પણ છે. અસ્તુ, જે જેમ સમઝ્યું. મ્હારી ગોવિંદની કલાસમઝ તો આ આખ્યાયિકા રૂપે મેં જેવી તેવી જેમ તેમ આલેખી છે તે જ.

———

20494

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૧૨ | આ કુંકું | એ કુંકું |
| ૪૩ | ૪ | સૂતાં | સૂનાં |
| ૬૧ | ૮ | નવું | નવું શૂં |
| ૬૮ | ૭ | મોટા બાવા | છોટા બાવા |
| ૭૭ | ૧૦ | હોડ | હોડા |
| ૮૭ | ૫ | તેથી | તેની |
| ૧૨૮ | ૫ | સમઝાવા | સમઝાવવા |

**વિશે** છપાયું હોય ત્યાં ત્યાં **વિષે** વાંચવું

**ચડવું**ના રૂપોમાં હકાર રહી ગયો હોય તે છેકી નાખવો.

જોવાનો અર્થ ન હોય ત્યાં **જોઇયે** હોય તે સુધારી **જોઇએ** કરી લેવું. રેફ, માત્રા, કાના, અનુસ્વાર પડી ગયાં હોય તે ઉમેરી લેવાં, વધારાનાં હોય તે છેકી નાખવાં.

* * *

પૃ. ૧ થી ૧૬૮ ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.
સલાપોસ રોડ–**અમદાવાદ.** ૧૯૪૦